જ્યોતિષશાસ્ત્ર આર્યસંસ્કૃતિનો શણગાર છે-
આ શાસ્ત્રને વેદનાં ચક્ષુની ઉપમા આપી છે-
આ વિદ્યા વડે ભાવિના ભેદ જાણી શકાય છે-

**તમારા ભાવિનો ભેદ ઉકેલવા-વાંચો**



વિચાર, બાર ભાવોનું ફળ, દષ્ટિફળ, વિવેચન, સૂર્ય સાથે ગ્રહોની દષ્ટિનું ફળ, ગ્રહભ્રમણ, બાર ભાવના ગ્રહોનું ફળ અને સ્ત્રીઓ સંબંધી વિસ્તૃત માહિતીઓ રજૂ કરી છે.

**ત્રીજો ખંડ** હસ્તરેખાની ઝીણામાં ઝીણી બાબતોથી ભરપૂર બન્યો છે. આ ખંડમાં જુદા જુદા પ્રકારના સંખ્યાબંધ હસ્તોની આકૃતિઓ આપવામાં આવી છે. આ હસ્તરેખાઓનો અભ્યાસ

કર્યા પછી તમે ખુશીથી તમારા હાથની રેખાઓ જોઈ તમારું ભાવિ જાણી શકો છો.



**ચોથો ખંડ** કાળગણતરી, [illegible] શોધ, નવ માસની ગર્ભની સ્થિતિ, મુહૂર્ત, આંકડાશાસ્ત્ર, શુકન-અપશુકન નક્ષત્રોની સમજ, વગેરે [illegible] પ્રકાશ ફેંકતી કીમતી [illegible]તીઓ આપવામાં આવી છે. આ ખંડનું એક વિશેષ આકર્ષણ તો **'બજારો પર ગ્રહોની અસર'** છે. વેપારની રોજની ઉથલપાથલમાં આકાશીગ્રહો પર મોટો આધાર છે. આ વસ્તુ લેખકે સચોટ રીતે રજૂ કરી વેપાર-ધંધાવાળાઓ માટે અભ્યાસપૂર્ણ હકીકતો આપી નવું માર્ગદર્શન કરાવ્યું છે.

આ ચાર ખંડ ઉપરાંત લગભગ પચાસ જન્મકુંડળીઓનું પરિશિષ્ટ આપ્યું છે, જેમાં જગતના મહાન પુરુષોની સંખ્યાબંધ જન્મકુંડળીઓ આપવામાં આવી છે. આ જન્મકુંડળીઓ ખાસ જિજ્ઞાસુઓ માટે અભ્યાસ કરવા જેવી છે.

## વિદ્વાન ગ્રંથપરિચયકાર શું કહે છે?

આ પુસ્તકનો ગ્રંથ પરિચય કરાવતાં જાણીતા વિદ્વાન પંડિત **શ્રી. રામલક્ષ્મણ બી. આચાર્ય** (ન્યાયવેદાંત દર્શન, રત્નજ્યોતિષ-માર્તંડ, આયુર્વેદાચાર્ય, ડૉ. ઑફ પામિસ્ટ્રી ઍન્ડ ડૉ. ઑફ ઍસ્ટ્રોલૉજી) કહે છે કે—

આ ગ્રંથના સમગ્ર અવલોકન પછી મ્હારે કહેવું જોઈએ કે, **'મ્હારૂં ભવિષ્ય'** એક અજોડ ગ્રંથ બન્યો છે અને તે પ્રત્યેક વાંચકને સંતોષ આપશે એમ હું માનું છું. આ ગ્રંથની ખાસ વિશિષ્ટતા તો એ છે કે, જ્યોતિષશાસ્ત્રને લગતી લગભગ દરેક હકીકત આ પુસ્તકમાં આવી જાય છે. શુકન અને મુહૂર્તથી માંડી પોતાની જન્મ-

કુંડળી બનાવી પોતે પોતાનું ભાવિ કેવી રીતે જોવું એ વિગતવાર આપ્યું છે. આ પુસ્તક તૈયાર કરવા પાછળ તેના લેખક **શ્રી. જ્યોતિષી પંડ્યાનો** ખૂબજ શ્રમ અને અભ્યાસ રહેલો છે. સંદેશ પ્રકાશન મંદિરના સંચાલકે આવો અમૂલ્ય ગ્રંથ જનતા સમક્ષ રજૂ કરી એક પ્રશસ્ય પગલું ભર્યું છે.”

જ્યોતિષના સર્વાંગ સુંદર આ બે દળદાર ગ્રંથોમાં સંખ્યાબંધ ચિત્રો આપવામાં આવ્યાં છે. આ ચિત્રો પહેલી દૃષ્ટિએજ આકર્ષે તેવાં છે. વિધિના લેખ, રાશિ-ચક્ર, પૃથ્વી પર સૂર્યમાળાની અસર અને જુદી જુદી ખાસિયતો ધરાવતા સંખ્યાબંધ સ્ત્રી–પુરુષોના હાથના પંજાની તસ્વીરોથી પુસ્તક અનુપમ બન્યું છે. આ ઉપરાંત પુસ્તકના વિષયને લગતાં ચિત્રો તો અસંખ્ય આપ્યાં છે. બે ગ્રંથ આજેજ ખરીદો અને આપની જીજ્ઞાસાને સંતોષો. આજ સુધી પ્રગટ થયેલા જ્યોતિષગ્રંથોમાં આ પુસ્તક અપૂર્વ છે. એ આપની ઘરની લાયબ્રેરીના અલંકાર રૂપ થશે–આપના કુટુમ્બમાં મિત્ર બની રહેશે. આ પુસ્તક અજોડ અને ઉત્તમ બન્યું છે. એકવાર જરુર વાંચી લેજો.

— પ્રકાશક —

**સંદેશ પ્રકાશન મંદિર,** સારંગપુર, અમદાવાદ.

—આ પુસ્તકના સોલ એજન્ટ—

**મેસર્સ એન. એમ. ઠક્કરની કું.**

બુકસેલર્સ.............................પબ્લિશર્સ

૧૪૦, પ્રિન્સેસ સ્ટ્રીટ મુંબઈ, ૨

લોકસાહિત્યની એક અનોખી નવલકથા

# [illegible]


લેખક

ગોકુળદાસ દ્વારકાદાસ રાયચુરા





પ્રકાશક :

'સંદેશ' લિમિટેડ વતી

નંદલાલ ચુનીલાલ બોડીવાળા



---

સોલ એજન્ટ

એન. એમ. ઠક્કરની કંપની

બુકસેલર્સ: પબ્લીશર્સ:

૧૪૦, પ્રીન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨.

મૂલ્ય : ૩-૦-૦

: ત્રણ રૂપિયા :




પ્રથમ આવૃત્તિ ૨૫૦૦] [ તા. ૩૦ મે, ૧૯૪૪

મુદ્રણસ્થાન:
ધી ગુજરાત પ્રિન્ટીંગ પ્રેસ,
માધુભાઈ કોલોની, અમદાવાદ.

# અર્પણ

બાલપણામાં પહેલવહેલી જેમની
પાસેથી 'ઈસરદાન'ની વાર્તા
સાંભળવાનું સદ્‌ભાગ્ય સાંપડયું
હતું એ મારા સ્વ. પૂજ્ય પિતાશ્રી
દ્વારકાદાસ(છગનભાઈ) પીતાંબરને.

નાથુરામ





દ્વારિકાધીશનું મંદિરઃ જ્યાં ઈસરદાને "હરિરસ-ગ્રંથ" લખીને શ્રી પ્રભુને અર્પણ કર્યો.

# આશિર્વચન

ચારણો અને ચારણી સાહિત્યનો અભ્યાસ કરતાં કરતાં વર્ષો પહેલાં એક અભિલાષા જાગી કે ચારણોના જીવન પ્રસંગો લઈ, ગુજરાતી નવલકથાના સાહિત્યમાં, નવી નવલકથા આપવી. આજે એ અભિલાષા ફળી છે એ જોઈ રાજી હું થાઉં છું.

જેમણે 'સંદેશ' પત્રદ્વારા મહાગૂજરાતની જનતાની બહુ ભારે સેવા સાધી છે એવા 'સંદેશ'ના તંત્રી શ્રી. નંદલાલ

બોડીવાળાનો પત્ર આવ્યો કે મારે 'સંદેશ ગ્રંથમાળા' માટે એક પુસ્તક લખી આપવું. શ્રી. બોડીવાળાની પત્રકાર તરીકેની સેવાઓ માટે મને મોટું માન છે. આજે ગામડે ગામડે એમણે 'સંદેશ' દ્વારા જે સેવા સાધી છે એથી હું મુગ્ધ થયો છું. એટલે મારી જાહેરજીવનની બીજી રોકાણો છતાં એમને હું ના કહી શકયો નહિ અને એને પરિણામે '**ઈસરદાન**'ની આ નવી નવલકથા હું ગુજરાતને ચરણે આજે ધરી શકયો છું.

'કાઠિયાવાડની લોકવાર્તાઓ' ભાગ ૧ લો એ મારા પુસ્તકમાં 'ઈસરા પરમેસરા' નામક એક ટૂંકી વાર્તા મેં લખી છે. એ વાર્તા લખતી વખતે વર્ષો પહેલાં 'ઈસરદાન' વિષેની એક નવલકથા લખવાની ભાવના જાગી હતી. 'ઈસરદાન' કાઠિયાવાડના એક ઐતિહાસિક પુરુષ તરીકે આજે અમર છે. ચારણોએ એ ઐતિહાસિક પુરુષને મહાભક્ત તરીકે સ્થાન આપ્યું છે, અને 'ઈસરદાસ' વિષે અનેક પ્રકારના ચમત્કારોની વાતો ઠેરઠેર ભરી પડી છે.

ચારણોનું જીવન અભ્યાસ કરવા જેવું હોય છે. ચારણોને સાચે સ્વરૂપે ઓળખવાની અનેક તકો મને સાંપડી છે. ચારણો અને ચારણિયાણીઓની જીવન વિશિષ્ઠતાઓનો અભ્યાસ મેં વર્ષો સુધી કર્યો છે અને મારી ઈચ્છા છે કે એ અભ્યાસના ફળ રૂપે થોડી નવલકથાઓ ગુજરાત સમક્ષ રજૂ કરવી. આ 'ઈસરદાન' એ એ પ્રકારની પહેલી નવલકથા છે.

'ઈસરદાન'ની જન્મસાલ માટે એક દુહો છેઃ

**સંવત પંદર પનડોતરે, જન્મ્યા ઈસરદાસ,**
**ચારણ વરણ ચકારમેં, ઉબ્બુદન હુવો ઉજાસ.**

આ સાલમાં થોડો ફરક છે પણ એ વિષેની ચર્ચા અત્યારે અસ્થાને છે. જામરાવળજીના વખતમાં 'ઈસરદાન'ના ચમત્કારો

વિષે ઘણું કંઠસ્થ સાહિત્ય મળી આવે છે અને દ્વારિકાધીશને 'હરિરસ ગ્રંથ' અર્પણ થયાની હકીકત 'ઈસરદાન' કઈ સાલમાં થયા, કોના સમયમાં થયા, એની સાક્ષીરૂપે આજે મોજૂદ છે.

'ઈસરદાન' વિષેના મારા સંશોધનમાં ઘણા અભ્યાસીઓની સહાય છે. મારા સ્વ. પૂજ્ય પિતાશ્રી પાસેથી પહેલવહેલી એ વાર્તા સાંભળેલી. પછી સ્વ. ગઢવીશ્રી મેઘાણંદભાઈએ 'ઈસરદાન' ના જીવનપ્રસંગો એમની અનોખી શૈલીથી મને કહેલા. ઐતિહાસિક વાર્તાના સહુથી વધુ અભ્યાસી તરીકે પંકાયલા સનાળીના ચારણ-કવિ સ્વ. શ્રી. ગગુભાઈએ આ નવલકથા વિષેની ઐતિહાસિક સામગ્રી મારી પાસે રજૂ કરેલી. ભાવનગરના સુપ્રસિદ્ધ રાજકવિ સ્વ. શ્રી. પીંગળશીભાઈએ તો 'ઈસરદાસજીનું આખ્યાન' એ નામે પુસ્તિકા તૈયાર કરી છે. સ્વ. શ્રી. પીંગળશીભાઈની મારા પર ખૂબ કૃપા હતી. એમણે 'ઈસરદાન'ના ઘણા પ્રસંગો મારી પાસે રજ કરેલા. મારા યુવાન મિત્ર શ્રી. મેરૂભા ગઢવી પાસેથી પણ ઈસરદાન વિષે જાણવાજોગ હકીકત મેળવી, અને 'ઈસરદાન'ની આ નવલકથા લખતી વખતે, આજે સમગ્ર ચારણી સમાજ જેમને 'ઈસરદાસ'ના અવતાર તરીકે સન્માને છે એવા આપણા યુગના એક સર્વશ્રેષ્ઠ ભક્તકવિ શ્રી. દુલાભાઈ ભાયાભાઈ કાગ પાસે હું ગયો અને એમની પાસેથી પણ કેટલીક હકીકતો મેળવી. આ રીતે આ નવલકથાના તાણાવાણામાં ઘણા ચારણમિત્રોનો હાથ છે. એ સર્વનો આભાર માનવાને મારી પાસે આજે શબ્દો નથી.

એક વાત કહેવા જેવી છે કે, 'ઈસરદાન'ના જીવનના ચમત્કારોના પ્રસંગોથી હું દૂર રહ્યો છું અને નવલકથાના સાહિત્યમાં જેટલી સામગ્રીની જરુર હોય એટલી જ રસસામગ્રી મેં આ રસથાળમાં રજ કરી છે. આ નવલકથા પૂરી કર્યા પછી ગુજરાત

સાચો ચારણ કેવો હોય એટલું જો સમજે તો, હું માનું છું કે વર્ષો સુધી જે સંશોધન આ બાબતમાં મેં કર્યું છે એની સાર્થકતા થશે.

મહાગૂજરાતે મારી ઐતિહાસિક નવલકથાઓને જેટલા પ્રેમભાવથી સત્કારી છે એટલા જ પ્રેમભાવથી આ નવી નવલકથાને સત્કારશે એવી મારી શ્રદ્ધા છે.

વડોદરા
તા. ૨૬-૫-૪૪ } ગોકુલદાસ દ્વારકાદાસ રાયચુરા





# નિવેદન

'**સંદેશ**' ગ્રંથમાળાનું બીજા વર્ષનું પ્રથમ પુસ્તક '**ઈસરદાન**' વાચકો સમક્ષ રજૂ કરતાં મને આનંદ થાય છે.

આ પુસ્તક ગુજરાતના એક સુપ્રસિદ્ધ સાહિત્યકારની કલમે લખાયેલું છે. ગુજરાતી નવલકથા સાહિત્યમાં '**ઈસરદાન**' કંઈ નવી જ ભાત પાડે છે.

'**ઈસરદાન**'ની વાર્તા કાઠિયાવાડના ઘેરેઘેર જાણીતી છે. ચારણ સમાજના શિરસ્વરૂપ '**ઈસરદાન**' યોગીને નવલકથાની અંદર મઢી લઈને શ્રી. રાયચુરાએ કાઠિયાવાડના લોકસાહિત્યની સરસ સેવા બજાવી છે.

**શ્રી. ગોકુળદાસ રાયચુરાએ,** લોકસાહિત્યદ્વારા મહા-ગૂજરાતની પ્રશંસનીય સેવા કરી છે. આ પુસ્તક તૈયાર કરવા પાછળ લોકસાહિત્યના-શારદાના પરમ ઉપાસક શ્રી. રાયચુરાભાઈએ

ખૂબ જ પરિશ્રમ લીધો છે. લોકસાહિત્યની આવી અનુપમ સેવા માટે તેમને મ્હારાં અભિનંદન આપું છું.

'**ઇસરદાન**'ની કથા ખૂબ જ લોકવ્યાપી અને લોકપ્રિય છે. '**ઇસરદાન**' એક મહાન ત્યાગીની જીવનકથા છે. આ પુસ્તકને '**સંદેશ ગ્રંથમાળા**'ના વાચકો હર્ષપૂર્વક આવકારશે એવી આશા છે.

બૃહદ્ ગુજરાતને 'સંદેશ' ગ્રંથમાળાદ્વારા શિષ્ટ અને સંસ્કારી સાહિત્ય પીરસવાનો અમારો એક માત્ર ઉદ્દેશ છે. અમારા એ ધ્યેયને લક્ષમાં લઈ અમે અમારી દ્વિતીય વર્ષની મંઝિલ શરૂ કરીએ છીએ.

ભાઈશ્રી રાયચુરાએ મારા પ્રત્યેની તેમની મમતાને કારણે '**સંદેશ**' ગ્રંથમાળાને આ પુસ્તક લખી આપ્યું છે, એ માટે હું તેમનો આભારી છું.

'**ઇસરદાન**'ના સંપાદનનું કાર્ય મેં મારા તંત્રી સ્ટાફમાં 'સંદેશ'ના ચીફ રીપોર્ટર તરીકે કામ કરતા **ભાઈ શ્રી. કૃષ્ણલાલ સી. શાહને** સોંપેલું હતું. તેઓએ તેમજ મારા કામદાર ભાઈઓએ આગલા પુસ્તકોની માફક આ પુસ્તક પાછળ જે મહેનત લીધી છે એની હું નોંધ લઉં છું.

આ પુસ્તકનું દ્વિરંગી કવરચિત્ર જાણીતા કલાકાર **ભાઈ બંસીલાલ વર્માએ** શ્રમ લઈને તૈયાર કર્યું છે જ્યારે અંદરના સુશોભનમાં પ્રસિદ્ધ કલાકાર **શ્રી. કનુ દેસાઈની** પીંછીએ આલેખાયેલાં ચિત્રો છે. તેમજ **ભાઈ "શાંત"** એક નવા જ કલાકાર હોઈ તેમને પ્રોત્સાહન આપવાનો મેં આ પુસ્તકમાં પ્રયાસ કર્યો છે.

'**સંદેશે**' પ્રથમ વર્ષમાં રૂા. ૧૧ માં અને તેમાંએ જેઓ અમુક મુદત સુધીમાં જ પ્રથમથી ગ્રાહક થયા હતા તેમને માત્ર

રૂપિયા આઠમાં ૧૫૦૦ પૃષ્ઠનું ઉત્તમ કોટિનું સાહિત્ય પૂરું પાડી નવો ચીલો પાડયો છે. અને આ વર્ષે પણ અમુક મુદત સુધીમાં ગ્રાહક થનારને માત્ર ૧૧ રૂપિયામાં ક્રાઉન ૧૬ પેજી ૨૦૦૦ પૃષ્ઠનું વાંચન પૂરું પાડવાનું જાહેર કરેલું હતું, જેનો લાભ જનતાએ સારો લીધો છે. હવે આ ગ્રંથમાળાનું ૨૦૦૦ પૃષ્ટનું વાંચન રૂા. ૧૫ પંદરમાં આપવામાં આવે છે.

ગત વર્ષના પ્રમાણમાં આ વર્ષે સાહિત્યમાં વધુ વિવિધતા આપવાની યોજના થયેલી છે અને તે ઉદ્દેશ પ્રમાણે '**ઈસરદાન**' રજૂ કરતાં અમને ઘણો આનંદ થાય છે.

અમારું હવે પછીનું બીજું પુસ્તક '**આરોગ્ય તનનું, મનનું, દેશનું**' તૈયાર થઈ રહ્યું છે. આ પુસ્તક જાણીતા સાહિત્યકાર **ડૉ. હરિપ્રસાદ દેસાઈની** કલમે લખાયેલું છે. આ પુસ્તક નાના બાળકથી માંડી વૃદ્ધ સુધીનાને ખૂબ જ ઉપયોગી થઈ પડશે એમ મારું માનવું છે.

આ ગ્રંથમાળાનો પ્રજા વધુ ને વધુ પ્રમાણમાં લાભ લેશે તો ત્રીજા વર્ષમાં વધુ પૃષ્ટોનું વાંચન આપવામાં આવશે અને તેમ છતાંય તેની કિંમત ખૂબ જ મધ્યમસરની હશે.

'**સંદેશ ગ્રંથમાળા**' માટે પોતાની કૃતિઓ મોકલી આપવા મહાગૂજરાતના લેખકો અને લેખિકાઓને અમારું ભાવભીનું આમંત્રણ છે. '**સંદેશ**' ગ્રંથમાળા તેમને આવકારે છે. કોઈપણ લેખક પોતાનું સાહિત્ય, નવલકથા, જીવનચરિત્રો, અભ્યાસપૂર્ણ લેખો વગેરે અમને મોકલી શકે છે. યોગ્ય કૃતિઓનો પુરસ્કાર આપી સ્વીકાર કરવામાં આવશે.

**અમદાવાદ.**

**નંદલાલ બોડીવાળા**
મેનેજીંગ ડિરેક્ટર: 'શ્રી સંદેશ લિ.'

# અનુક્રમણિકા




## પ્રકરણ ૧ લું

ચારણ ચોથો વેદ, વણ પઢિયો વાતું કરે;
ભાખે અગમ ભેદ, એની જીભે જોગણી.

"ક્યાં રે'વું?"

"ભદ્રેસ."

"ભદ્રેસ ક્યાં આવ્યું?"

"મારવાડમાં."

"રજપૂત છો?"

"નહિ, ચારણ."

"અહીં કેમ આવ્યા છો?"

"યાત્રાએ. પણ તમે કોણ છો?"

"હું...હું...શું કહું?"

"કેમ આમ બોલો છો?"

"વાત એવી છે કે, આપણે બન્ને તિર્થક્ષેત્રમાં ઊભા છીએ એટલે હું ખોટું કેમ બોલું. તિર્થક્ષેત્રમાં ખોટું બોલવાનું પાપ કરૂં તો પછી ક્યાં છૂટું?"

"પણ ખોટું શા માટે બોલવું જોઈએ?"

"ચારણ થઈને આટલું ન સમજ્યા?"

"કંઈ સમજાતું નથી."

"તમારું નામ?"

"મારું નામ ઈસરદાન, પણ......"

"જુઓ ઈસરદાનજી, મારે તમારું એક કામ છે."

"શું?"

"આજે ચંદ્રમા ઊગે એ વખતે તમારે અમરજા કુંડ પર આવવું પડશે."

ઈસરદાન આ વિચિત્ર જુવાન સામે એકીટશે જોઈ રહ્યો. હિમાલયની છાંયામાં ગંગાકાંઠે પોતા સાથે વાત કરનાર આ જુવાન કોણ હશે એ વિચારે એ ક્ષણભર મૂંઝાયો.

"પણ તમે કોણ છો, શા માટે મને રાત્રે અમરજા કુંડ પર બોલાવો છો, એ જાણ્યા વિના હું શી રીતે આવું? મને મારા પિતા શી રીતે આવવા દે!?"

"તમારા પિતા તમારી સાથે છે?"

"હા. હું, મારા પિતા અને મારા કાકા—અમે ત્રણેજણ હરદ્વારની યાત્રાએ આવ્યા છીએ."

"ક્યાં ઊતર્યાં છો?"

"ગંગનાથની મઢીમાં."

"ત્યારે તો આપણે પાસેજ છીએ. બોલો આજે મારી માગણી મુજબ રાત્રે આવશો ના ?"

"પણ તમે તમારે વિષે તો કંઈજ ખુલાસો કરતા નથી." ઈસરદાન એ અજાણ્યા જુવાન સામે જોઈ રહ્યો.

"જુઓ ઈસરદાન, આ ભૂમિ હરિની ભૂમિ છે. આ સ્થળે જૂઠું બોલાય નહિ, અનિષ્ટ કરાય નહિ, અધર્મ આચરાય નહિ અને..........."

"પણ તમે કોણ છો એ કહેવામાં તમે આટલી બધી આનાકાની કેમ કરો છો એ મને સમજાતું નથી."

"તમારે મારી પાસે જૂઠું કહેવરાવવું છે? કૃપા કરી મારે વિષે કંઈજ ન પૂછો. વખત આવ્યે હું તમને મારું નામ, ઠામ, ઠેકાણું બધું બતાવીશ."

ઈસરદાનને આ જુવાન કોણ છે એ જાણવાની હવે ઇંતેજારી વધી. એણે ધારી ધારીને એને જોયો.

"કંઈ ફીકર નહિ, તમે તમારું નામ, ઠામ ન આપો તો મને એની કંઈજ જરુર નથી પણ તમારે મારું કીયા પ્રકારનું કામ છે એ તો જણાવશો ના ?" ઈસરદાને સીધો પ્રશ્ન કર્યો.

"જુઓ, મેં તમને કાલે ગંગાઘાટ પર સ્તુતિ બોલતા સાંભળ્યા ત્યારથી તમારા તરફ મને ભાવ ઉત્પન્ન થયો છે. તમારી કવિતા, કવિતા રજૂ કરવાની તમારી કલા એ બધું મને બહુ ગમ્યું છે અને........"

"એટલા ખાતર જ જો મને તમે રાત્રે બોલાવતા હો તો એ કવિતા તમને અત્યારે જ ફરીવાર સંભળાવી દઉં."

"કવિતા સાંભળવા ઉપરાંત મારે તમારું થોડું ખાનગી કામ છે."

"ખાનગી કામ ! ?"

"હા."

"આપણે એકબીજાને ઓળખીએ નહિ, પહેલી જ વાર એકબીજા સાથે હજી વાત કરીએ છીએ અને આપણી વચ્ચે ખાનગી!?"

"તમે એમ કેમ માનો છો કે આપણે પહેલી જ વાર મળીએ છીએ? આપણી તો યુગયુગની ઓળખાણ હોવી જોઈએ."

"યુગયુગની ઓળખાણ!?"

"યુગયુગની ઓળખાણ ન હોય તો ક્યાં મારવાડ ને ક્યાં કામરૂદેશ..." એ યુવાન પોતાની ભૂલ થઈ હોય તેમ માથું ધુણાવી એકાએક બોલતો અટકી ગયો.

"કામરૂ દેશ!?"

"કંઈ નહિ—એ વાત હવે છોડો. હું હવે જાઉં છું. તમે મને ચંદ્રમા ઊગે એ વખતે જરુર મળજો. હું તમારી ત્યાં રાહ જોઈશ."

ઈસરદાને આ જુવાનને જાણવાના બહુ પ્રયાસ કર્યા પણ એમાં એને સફળતા મળી નહિ.

"ત્યારે તમે કોણ છો એ તો નહિજ કહોના?"

"ના." એ જુવાન સંપૂર્ણ શાંતિથી મલક્યો.

"તો પછી હું એક અજાણ્યા માણસને રાત્રે મળવાનું વચન શી રીતે આપી શકું?" ઈસરદાને આડો પ્રશ્ન કર્યો.

"અજાણ્યાં આપણે કોઈજ નથી. પૂર્વજન્મના યોગે અહીં આપણો મેળાપ થયો છે."

"તો પછી તમે કોણ છો એ કહેવામાં તમને વાંધો શું?"

"એ તો તમે ચારણ છો એટલે મારા કરતાં વધુ સમજો. ચારણોની ચતુરાઈનાં દેવલોકમાં પણ વખાણ થાય છે."

ઈસરદાન આ જુવાનને ઓળખવા હવે વધુ ઇંતેજાર થયો. એણે એને ધારી ધારીને નિહાળ્યો. જેમ જેમ એ એને વધુ બારીકાઈથી જોતો ગયો તેમ તેમ એની મૂંઝવણ વધી.

"કેમ શું જુઓ છો ?" એ જુવાને ફેંટાથી ઢાંકેલા પોતાના કાન પર હાથ ફેરવ્યો.

"તમને ઓળખવાનો પ્રયાસ કરૂં છું." ઈસરદાને પોતાની આંખો એકસરખી એ જુવાન પર માંડી.

"એ પ્રયાસ હમણાં છોડી દો. જુઓ, સૂરજ મહારાજનાં કિરણો ગંગાજીના ઘાટ પર હવે પોતાનો પ્રકાશ પાથરી રહ્યાં છે. સ્હવારની પૂજા માટે મારે ઘાટ પર જવું છે. હવે રાત્રે ચંદ્રમા ઊગે એ વખતે અમરજા કુંડ આગળ તમારી હું રાહ જોઈશ."

"હું ન આવું તો ?"

"મને તમારા પર વિશ્વાસ છે."

"પરિચય વિના એકાએક આટલો બધો વિશ્વાસ ક્યાંથી આવી ગયો ?" ઈસરદાન સહેજ વ્યંગમાં હસ્યો.

"સાચા પુરુષનો એક ઘડીનો પરિચય પણ બસ છે; અને તેમાંય તમે તો ચારણ. ચારણો વિષે મેં ઘણુંઘણું સાંભળ્યું છે. ચારણો એ આર્યાવર્તનું પરમ ધન છે. ચારણોની જીભ પવિત્ર છે એટલે જ બ્રહ્માજીનાં પુત્રી સરસ્વતી સદૈવ એ જીભ પર વસે છે."

"પ્રશંસાથી હું ફુલાઉં એવો નથી."

"પણ હું પ્રશંસા કરતો જ નથી. હું તો સાચી હકીકત જ રજૂ કરૂં છું."

ઈસરદાને ફરીવાર આ જુવાનને ધારી ધારીને નીરખ્યો.

"ઈસરદાન, જુઓ મંદિરોમાં ઘંટનાદ શરૂ થયા છે. મારે મારી પ્રાતઃકાળની નિત્યક્રિયા માટે હવે જવું જ જોઈએ."

"હું તમને ક્યાં રોકું છું."

"એ ખોટી વાત."

"કઈ રીતે?"

"સૂરજ મા'રાજની પૂર્વ દિશામાં સ્વારી શરૂ થઈ ત્યારથી તમે મને અહીં રોકી રાખેલ છે."

"મેં?"

"હા, તમે."

"હું તો મારે રસ્તે જતો હતો. તમે મને રામરામ કર્યા અને ઊભો રાખ્યો એટલે હું ઊભો રહ્યો."

"પ્રાતઃકાળે ગંગાકાંઠે સહુથી પહેલાં આજે તમારાં દર્શન થયાં. તમારા દર્શને હું લોભાયો. યુગયુગની ઓળખાણુ જાગી અને હું તમારી સાથે આટલો વખત રોકાયો. પણ ચાલો હવે વધુ વખત મારા હાથમાં નથી. તમે ચંદ્રમાજી ઊગે ત્યારે જરુર આવજો. ન આવો તો પતિતપાવની ગંગાજીના તમને સમ છે." એ અજાણ્યા જુવાને ગંગાઘાટ તરફ ઉતાવળે પગલાં માંડ્યાં.

જતો જતો એ ફરીવાર દૂરથી બોલ્યોઃ "ન આવો તો ત્રિલોક-તારિણી ગંગાજીના તમને સોગંદ છે."





## પ્રકરણ ૨ જું

જોગી જતી વસવાટ, ડુંગર ડુંગર ડાયરા;
સિદ્ધિ લખી લલાટ, કેડી કેડી કોતરે.

"ગુરુદેવ, એક યાત્રી આપના દર્શને આવ્યો છે."

"કોણ છે?"

"કાલે રાત્રે આવ્યો હતો એ જ માણસ લાગે છે."

"કાલ રાતવાળો માણસ? ભલે આવે." જોગીરાજે પોતાની શ્વેત દાઢી પર હાથ ફેરવ્યો.

પ્રાતઃકાળની આરતીના ઘંટનાદથી આખો ગંગાકાંઠો ગાજી ઊઠયો હતો. દૂર દૂર હિમાલયનાં શિખરો એ રણકારનો પ્રતિધ્વનિ આપતાં હોય એ રીતે વાતાવરણમાં ઠેરઠેર ઘંટનાદના રણકાર સિવાય બીજું કંઈ સંભળાતું ન્હોતું. ગંગાઘાટ પર બ્રાહ્મણોના પ્રાતઃસંધ્યાના મંત્રો સંભળાતા હતા. મંદિરોમાં

આરતીઓના અજવાસ, ભક્તોની પ્રાર્થના, અને યાત્રીઓના ભક્તિભાવના ત્રિવેણીસંગમ ઠેર ઠેર થતા હતા.

હરિદ્વારથી ઉપર જતાં હિમાલયની તળેટીની પૂર્વ કંડીના મુખદ્વાર આગળ બાલનાથનો આશ્રમ સુંદર વૃક્ષઘટામાં ડોકિયાં દેતો ઊભો હતો. બાલનાથ જોગી હિમગિરિના પ્રદેશનો અદ્દભુત સાધુ લેખાતો. ભારતનો મોગલસમ્રાટ અકબર, વર્ષમાં એક વખત છૂપે વેશે બાલનાથના દર્શને આવે છે એ લોકવાયકાએ બાલનાથનું સ્થાન યાત્રીઓને માટે અતિ માનપ્રિય અને આકર્ષક બન્યું હતું. હિમાલયની યાત્રાએ આવતા આર્યાવર્તના સંત-મહંતો, ભક્તો, કવિઓ અને વિદ્વાનો બાલનાથ જોગીની કૃપા યાચવા આ આશ્રમમાં વારંવાર આવી જતા.

બાલનાથ પોતાની શ્વેત દાઢી પર જ્યારે જ્યારે હાથ ફેરવતો ત્યારે એ સંપૂર્ણ પ્રસન્નતામાં છે એવો એના શિષ્યોનો વર્ષોજૂનો અનુભવ હતો.

ગુરુદેવની આજ્ઞા લઈ શિષ્ય, યાત્રીને બાલનાથ સમક્ષ લઈ આવ્યો.

"આવો, આવો સુજા બારોટ! હું તમારી રાહ જ જોતો હતો." પગમાં પડેલા એ યાત્રીનો બાલનાથે સત્કાર કર્યો.

"ગુરુદેવ, આપને વાસ્તે મારવાડમાં મેં બહુ બહુ સાંભળ્યું છે."

"કુછ નહિ–કંઈ નહિ, બારોટજી તમે બહુ ભાગ્યશાળી છો."

"ભાગ્યશાળી તો ઠીક પણ આપના જેવા મહાત્માઓની મારા પર કૃપા.........

"સુજા બારોટ, ચારણ કુળ ભાગ્યશાળી છે કે તારે ત્યાં એક મહાન જોગી..........."

બોલતો બોલતો બાલનાથ અટકી ગયો અને એની આંખ્યો સુજા બારોટ સામે ફાટી રહી.

"ગુરુદેવ, વાક્ય પૂરું કરો."

"સુજા, ચારણી માતાઓ ભાગ્યશાળી છે કે એમને પેટે અવતરવામાં જોગીઓ પણ માન લેય છે."

"નારાયણની કૃપા ગુરુજી!" સુજાએ હાથ જોડ્યા.

"ઇસર ક્યાં?" બાલનાથે ઉતાવળે પૂછ્યું.

"સ્હવારનો તળેટી તરફ ગયો છે તે હજુ પાછો આવ્યો નથી. મેં મારા ભાઈ આસાને એની શોધમાં મોકલ્યો છે."

"એને સાચવજે સુજા. પ્રભુની તને એ ઉમદામાં ઉમદા બક્ષિસ છે."

"ભગવાન સાચવે, મહારાજ!"

"સમગ્ર ચારણી જાતિનું ઇસર નામ વધારશે. સુજા, તું એનો પિતા છે. એને સામાન્ય પુત્ર જેવો ગણી કાઢી તું વેડફી નાખતો નહિ—એ તો કોઈ અજબ પુરુષ..........."

ચારે તરફ શંખનાદ સંભળાયા અને બાલનાથ સમાધિએ ચડ્યો.

બાલનાથના એક શિષ્યે આવી સુજા બારોટને ઇશારત કરી બહાર બોલાવ્યા.

"હવે ગુરુદેવ સાથે કંઈ વાતચીત કરવી હોય તો સાંજે આવજો. ગુરુદેવની સમાધિ સૂર્યાસ્ત સુધી ચાલશે."

"રાતના ગુરુદેવને મળવા બીજું કોઈ આવનાર છે ખરું?" સુજા બારોટે આતુરતાથી પૂછ્યું.

"રાતના તો ગુરુદેવ ઘણા માનવીઓને મુલાકાત આપે છે. રાજા, મહારાજાઓ, સાધુ સંતો, રાજદ્વારી પુરુષો એ બધા રાતના જ આવે છે." શિષ્યે ગુરુની મહત્તા દર્શાવતાં સહેજ છાતી ઊંચી કરી.

"મધરાત સુધી બેસતા હશે?" સુજા બારોટે સહજ પ્રશ્ન કર્યો.

"ઠેઠ પાછલી રાત સુધી ગુરુદેવ સાથેની મુલાકાતો ચાલે છે."

"મેં હમણાં ગંગાઘાટ પર સાંભળ્યું કે કવિ તુલસીદાસ કાલે મધરાતે બાલનાથજીને મળવા આવ્યા હતા—એ વાત સાચી કે?"

"તુલસીદાસ? ચિત્રકુટવાળા તુલસીદાસ?"

"હા, એજ."

"એ તો ઘણીવાર ગુરુદેવને મળવા આવે છે."

"મારે એમનાં દર્શન કરવાં છે. ક્યાં એમનો મેળાપ થઈ શકે?"

"એ તો હું જાણતો નથી પણ તમે રાતે ગુરુદેવને પૂછજો."

"બીજી એક વાત પૂછું?"

"જરૂર, પૂછોને!"

"બાલનાથજીને ઈશ્વરનો સાક્ષાત્કાર થયો છે એ વાત સાચી કે?" સુજા બારોટે આતુરતાથી બાલનાથજીના એ શિષ્ય સામે નયનો માંડ્યાં.

"તમને કોણે કહ્યું?"

"જોધપુરના મહારાજાના દરબારમાં એ વાત મેં સાંભળી હતી."

"તમે ચારણ છો ના?"

"હા."

"તો પછી તમને આમાં કંઈ અસંભવિત લાગે છે ખરું? ચારણોમાં જગદંબાઓ, જોગમાયાઓ પાકે છે એ વાત ખોટી કે ખરી?"

"ખરી."

"તો પછી આ વાત પણ એટલીજ ખરી સમજવી." સાધુની આંખ્યો હસી ઊઠી.

"મારું એક કામ કરશો?"

"શું?"

"મારા પુત્ર ઈસર વિષે ગુરુદેવ શું ધારે છે એ તમે ગુરુજી પ્રસન્ન હોય ત્યારે પૂછી........."

"તમે પૂછો તો પણ ગુરુદેવ જવાબ આપશે જ."

"એ વાત સાચી છે પણ ગુરુદેવ મને અરધું અરધું કહે છે. મારે તો ઈસર વિષે વિગતવાર સાંભળવું છે."

"તમારા ભાઈ પરમ દિવસે રાત્રે એ વિષે ગુરુદેવને કંઈ પૂછતા હતા ખરા."

"હા, પણ એને પણ પૂરતો ખુલાસો હજી મળ્યો નથી."

"તમારા પુત્ર તરફ ગુરુદેવને બહુ માન હોય એમ મને લાગે છે."

"એ શી રીતે જાણ્યું?"

"તમે પહેલી વખત જ્યારે તમારા પુત્ર સાથે આવ્યા ત્યારે ગુરુદેવે એને જે પ્રકારે નમન કર્યું તે જોઈ અમને સહુ સાધુઓને બહુ આશ્ચર્ય થયું છે."

"કેમ ભલા?" સુજા બારોટે આતુરતાથી પ્રશ્ન કર્યો.

"ગુરુદેવની આંખ્યો જે રીતે તમારા પુત્ર તરફ ઢળી એ રીતે શહેનશાહ અકબર તરફ પણ કોઈ દિવસ ઢળી નથી."

"એટલે? હું કંઈ સમજતો નથી."

"એટલું બધું માન ગુરુદેવ રાજરાજેન્દ્રોને પણ આપતા નથી, હવે સમજ્યા?"

"તો તો તમે મારું આટલું કામ જરુર કરજો. ગુરુદેવ પાસે વિનંતિ કરી ઈસર વિષે તમે બધું પૂછી લેજો. મારા પર તમારો બહુ ભારે ઉપકાર થશે."

"પૂછવામાં મને કંઈ વાંધો નથી પણ ગુરુદેવ ભાગ્યેજ એટલો સમય અમને આપે છે કે, એમની પાસેથી આવી ઝીણી વિગતો વિષે અમે કંઈ જાણી શકીએ. ઘણોખરો વખત ગુરુદેવ સમાધિમાં ગાળે છે. સમાધિ ઊતર્યા પછી જેટલો સમય મળે છે એમાં પ્રભુસેવા અને પ્રભુનામસ્મરણ માટે પણ અમુક સમય ગુરુદેવે નિયત કરેલ છે. એટલે બાકીના થોડા સમયમાં એટલાં બધાં માણસો દર્શને આવે છે કે અમે નિરાંતે બેસીને ભાગ્યે જ ગુરુદેવને કંઈ પૂછી શકીએ છીએ."

"ભાગ્યશાળી છો કે આવા સમર્થ ગુરુના શિષ્ય તરીકે જીવન ગાળો છો."

"ભોળાનાથની કૃપા."

"તમારું નામ ?"

"મારું નામ સુખનાથ."

"સુખનાથજી, મારવાડ કોઈ વખત આવ્યા છો ?"

"મારવાડની સરહદ પરથી એકવાર નીકળ્યો છું, પણ મારવાડ જોયું નથી."

"સરહદ પર ક્યારે આવ્યા હતા ?"

"ગુરુદેવ સાથે દ્વારિકાધિશને દર્શને ગયો ત્યારે કેટલાક દેશોની સરહદો વટાવવી પડી હતી."

"કેટલાંક વર્ષો થયાં હશે ?"

"કંઈ........"

આશ્રમના મુખ્યદ્વારા આગળ નગારા પર ઘા પડ્યો અને એ સાંભળતાંજ સુજા બારોટ સાથેની વાત પડતી મૂકી સુખનાથ એ તરફ દોડ્યો.






## પ્રકરણ ૩ જું

**આવત સુખ વિગસે નહિ, જાવત નહિ કમલાઇ;**
**સજ્જન, ઐસે નીચકે, નીચ હુવે સો જાઈ.**

"કોણ છે?" સુખનાથે ઉતાવળે દ્વારપાળ સામે જોયું.

"તારા બ્હેન."

"ક્યાં છે?"

"સ્હામા વડલા નીચે પાલખીમાં બેઠાં છે."

સુખનાથ એ તરફ ઉતાવળે ગયો.

"જય બાલનાથ." પાલખીમાંથી અવાજ આવ્યો.

"કેમ બ્હેન?"

"ગુરુદેવને પ્રણામ કરવા આવી છું."

"ગુરુદેવ તો સમાધિમાં છે."

"એ તો હું જાણું છું પણ સમાધિ ઊતરે કે તુરત તમે મારો સંદેશો પહોંચાડજો."

"શેનો સંદેશો?"

"ગુરુદેવ સર્વ જાણે છે."

"તો પછી કહેવાનું શું છે?"

"એટલુંજ કહેજો કે હું આવી હતી."

"ભલે, બીજું કંઈ?"

"હા, એક વાત તમને પૂછવાની છે."

"શેની?"

"ઊભા રહો—એ વાત જરા નિરાંતે કરવાની છે." તારા પાલખીમાંથી નીચે ઊતરી.

"ચાલો, આશ્રમની ફૂલવાડી મારે જોવાની છે તે જોઈ લઉં અને સાથે સાથે વાત કરવાની છે તે પણ કરી લઉં."

સુખનાથ તારાના મનોભાવ સમજી ગયો. પાલખી ઉપાડનારાઓથી કંઈક ખાનગી વાત કરવાની હશે એવી એની ગણતરી સાચી પડી.

તારા ડોલરના ફૂલછોડની એક ક્યારી પાસે ઊભી રહી.

"સુખનાથજી, ઈસર વિષે ગુરુદેવ સાથે બીજી કંઈ વાત થઈ?"

"ના, તે દિવસે તમે આવ્યાં હતાં ત્યારે જે વાત થઈ હતી એ સિવાય બીજી કંઈ વાત થઈ જ નથી."

"ગુરુદેવને મળવા ઈસર પાછો આવ્યો હતો ખરો?"

"ઈસર તો આજકાલ દેખાતો નથી પણ એનો બાપ આજે આશ્રમમાં આવ્યો છે."

"અત્યારે અહીં છે?"

"હા."

થોડીવાર કંઈ વિચારે ચડી હોય એ રીતે તારા સુખનાથ સામે જોઈ રહી.

"કેમ, એને મળવું છે?" સુખનાથે પ્રશ્ન કર્યો.

"ખાસ કંઈ જરુર તો નથી પણ એ મને મળે તો એમાં મને જરાપણ વાંધો નથી."

"બોલાવું ?"

"ક્યાં છે ?"

"ગુરુદેવની કુટિરની સામેના ઉપવનમાં એ ઊભો છે."

તારાએ થોડીવાર મૂંઝવણ અનુભવી. પછી કંઈ વિચાર આવતાં એણે સુખનાથ સામે જોયું.

"સુખનાથજી, ચાલો હું તમારી સાથે આવું છું-આપણે ઈસિરના પિતાને મળીએ."

તારા ધીમે પગલે સુખનાથ સાથે આગળ વધી.

હિમાલયની તળેટી એટલે પવિત્રતાનું સંપૂર્ણ વાતાવરણ. યુવાન અને યુવતી એક બીજા સાથે ગમે તેવી એકાંત સેવે છતાં વિકારની એક પાંખડી પણ ન ફરકે એ પ્રકારનું હિમગિરિનું વાતાવરણ બાલનાથના આશ્રમમાં સદૈવ જાગેલું રહેતું.

દૂરથી એક યુવતીને સુખનાથ સાથે આવતી જોઈ સુજો બારોટ સામે ચાલ્યો.

તારાએ સુજા બારોટને નમસ્કાર કર્યા.

"આ તારા બહેન, મણીપુરના સચિવ જયદેવજીનાં પુત્રી થાય."

સુજા બારોટે આશીર્વાદ આપ્યા.

"બારોટજી, મારે મારવાડની ભૂમિ જોવી છે."

"પધારો બહેન, તમ આવ્યે અમારાં આંગણાં ઊજળાં દેખાશે."

"વિવેકના શબ્દો મારે નથી જોઈતા બારોટજી! મારે તો તમે તેડી જાઓ તો જરુર તમારી જનમભોમકાનાં દર્શન કરવાં છે."

"અમારાં એવાં ભાગ્ય થાય તો એથી રુડું શું? માવડી —જોગમાયા! જરુર પધારો."

"સુજા બારોટ તમારું નામ ના?"

"હા બ્હેન."

"અને આસા બારોટ?"

"એ મારા નાના ભાઈ થાય."

"અને ઈસરદાન?" તારાની આંખ્યો બોલતાં બોલતાં ચમકી.

"એ મારો દીકરો—પ્રભુની કૃપાનું એ ફળ."

"ભાગ્યશાળી છો, બારોટજી! ગુરુદેવે મને એમને વિષે ઘણું કહ્યું છે."

"શું કહ્યું બહેન?" સુજા બારોટે આતુરતા બતાવી.

"ઈસરનું ભાવિ બહુ મોટું છે."

"ગુરુદેવના આશીર્વાદ." સુજાએ હાથ જોડ્યા.

"કેટલા દિવસ હરદ્વાર રોકાશો?" તારાએ ધીમે સ્વરે પૂછ્યું.

"અંધારિયા સુધી અહીં રોકાશું."

"પછી?"

"પછી તો હરિ ઈચ્છા તો કાશી અને મથુરાં જવું છે."

"આમ અમારા દેશ તરફ તો કોઈ દિવસ આવ્યા નથી ના?"

"ના બ્હેન. બહુ લાંબો પલ્લો. અમારાથી શી રીતે પહોંચાય?"

"મારી સાથે ચાલો. આપણાં વાહનો તમને મણીપુર લઈ જશે અને પાછા ઠેઠ કાશી સુધી મૂકી જશે."

"પણ બહેન, તમારો દેશ તો........."

"કામરૂદેશથી તમારે લેશપણ ગભરાવા જેવું કંઈ નથી. કામરૂદેશ વિષે લોકોમાં ઘણી ગેરસમજ ચાલે છે–પણ એ બધું અતિશ્યોક્તિભર્યું છે."

"કામરૂદેશથી કોઈ પવિત્રતાની મુંડી પાછી........."

"બારોટજી, એ બધું ખોટું છે. જેની પાસે પવિત્રતાની મૂડી છે એને સાક્ષાત કામદેવ પણ જો કંઈ કરી ન શકે તો પછી કામરૂદેશ બિચારો શું કરવાનો હતો?"

"ત્યારે આ બધી પ્રચલિત વાતો........."

"એ બધું ખોટું છે. હા, એક વાત સાચી છે કે, આર્યાવર્તમાં કામરૂદેશ જેવો કોઈ બીજો રૂપાળો દેશ નથી. પ્રભુએ નવરે દિવસે ઘડેલાં માનવીઓ કામરૂદેશમાં અવતરે છે."

"કામરૂદેશની સ્ત્રીઓ........"

"કામરૂદેશની સ્ત્રીઓ એટલે અપ્સરાઓના અવતાર એ વાત પણ સાચી છે. પણ દીવો દેખી પતંગિયાં એના તરફ ધસે, એના પર બળે, અને એ દીવામાં પોતાની મેળે પડી બળી મરે તો એમાં દીવાનો શું દોષ?" તારાએ ડોલરનું એક ફૂલ તોડીને સૂંઘ્યું.

સુજો બારોટ તારા સાથે વધુ ચર્ચા કરતાં અચકાયો અને પરિણામે એણે મૌન સેવ્યું.

"બારોટજી, એક મારી માગણી સ્વીકારો."

"શેની?"

"તમે, તમારા ભાઈ અને તમારો પુત્ર અમારા રાજના મહેમાન થાઓ. ચારણો તો રાજદરબારના દેવ સમાન છે."

"બહેન, જરુર આવીએ પણ પલ્લો બહુ લાંબો."

"બારોટજી, હું તમને ઝડપી ઘોડાઓ ઉપર પાછા મારવાડ પહોંચાડી દઈશ."

"બહેન, કોઈ બીજે વખતે વાત. હાલ તો યાત્રાએ નીકળ્યા છીએ. યાત્રા પૂરી કરી હેમખેમ ઘેર પાછા વહેલા પહોંચીએ એવી પ્રાર્થના પ્રભુને હું રોજ કરૂં છું."

"બારોટજી, જીવ્યાથી જોયું ભલું."

"ગુરુદેવની ઇચ્છા હશે તો કોઈ વખત જરુર તમારો દેશ જોશું."

"બારોટજી, સાચી વાત કહી દઉં ?"

"બોલો."

"તમારા પુત્રનાં પગલાં મારા દેશમાં થાય એ જોવા હું આતુર છું."

સુજો બારોટ કામરૂદેશની અપ્સરા સરીખી તારા સામે જોઈ રહ્યો.

"બારોટજી, અમારી ભૂમિને તિરસ્કારવાને બદલે એના તરફ તમારા જેવા દેવીપુત્રોએ તો પ્રેમદૃષ્ટિ રાખવી જોઈએ."

ઈસર કામરૂદેશમાં જાય તો શું થાય એ વિચારે સુજા બારોટે અનેક પ્રકારની સારી–નરસી કલ્પનાઓ એકસામટી કરી લીધી, અને સુખનાથ તથા તારાની રજા લઈ એ ગંગનાથની મઢી તરફ ઉતાવળે પાછો વળ્યો.



સુજાની મૂંઝવણ

## પ્રકરણ ૪ થું

ચિંતા બડી અભાગણી, માંસ બટુકે ખાય;
રતી રતી કર સીંચીએ, તોલું ભર લઈ જાય.

ત્રિલોકતારિણી ગંગાજીને કાંઠે અત્યારે યાત્રાળુઓની ભીડ કંઈક ઓછી લાગતી હતી. સૂરજનારાયણ અસ્તાચળને પંથે પહેલું પગલું માંડી રહ્યા હતા. હિમાલયની તળેટીમાં આવેલી વનરાઈમાં પંખીના કલ્લોલ કંઈક શાંત પડ્યા હતા. રડ્યા ખડ્યા સાધુઓ ગંગાકાંઠે સ્નાન કરતા હતા એ વખતે આસો બારોટ ગંગનાથની મઢીમાં અર્ધઊંઘમાં પડખાં ફરી રહ્યો હતો એવામાં સુજા બારોટે આવી એને જગાડ્યો.

"આસા.........!"

"કેમ, બહુ વાર લાગી–ક્યાં જઈ આવ્યા ?"

"હું તો બાલનાથના આશ્રમમાં ગયો હતો, પણ ઇસિર તને મળ્યો ?" સુજા બારોટે મઢીમાં ચારે તરફ ઉતાવળે દૃષ્ટિ ફેંકી.

"હા, ઇસર તો અહીં આવી પાછો ગયો."

"ક્યાં ગયો?" ફાળ પડી હોય એ રીતે સુજાએ પોતાના ભાઈ સામે જોયું.

"ગંગાજી તરફ ગયો."

"ત્યાંથી તો હું ચાલ્યો આવું છું. બાલનાથજીના આશ્રમથી તે અહીં સુધીનો ગંગાકાંઠો આખોય પગ નીચે કાઢીને હું અહીં આવ્યો છું."

"કદાચ રૂષિકેશ તરફ એ ગયો હોય......"

"પણ ક્યાં ગયો એનું ચોક્કસ તને એણે કંઈ કહ્યું નહિ?"

"રોટલા ખાતો ખાતો એમ વાત કરતો હતો કે કેટલાક જોગીઓ રૂષિકેશમાં જોવા જેવા છે."

"તો તો એ રૂષિકેશ તરફજ ગયો હોવો જોઈએ." સુજાએ મઢીમાં બેઠાં બેઠાં રૂષિકેશની દિશામાં નયનો માંડ્યાં.

"કેમ મોટાભાઈ, આજે આમ હાંફળાફાંફળા કેમ જણાઓ છો?"

"આસા, મારા મનમાં આજે એક પ્રકારની ફાળ પડી છે."

"ફાળ! શેની ફાળ?"

"આપણે હવે અહીંથી પ્રયાણ કરવું જોઈએ."

"કેમ?"

"અહીંનું વાતાવરણ સારું નથી. કાલે સુરજ મા'રાજ ઊગે એ પહેલાં આપણે અહીંથી નીકળી જવું જોઈએ."

"મોટાભાઈ, હજુ તો આપણે થોડા હિમાલય ચડવાની કાલે વાતો કરતા હતા અને આમ એકાએક તમારામાં આટલો બધો ફેરફાર કેમ થઈ ગયો!!"

"આસા, મારું મન મુઝાય છે. મને કંઈ સમજ પડતી નથી. અહીંનું વાતાવરણ મને જરાય સારું લાગતું નથી."

"આ તો દેવભૂમિ છે, તિર્થક્ષેત્ર છે, પ્રભુનું દ્વાર છે. અહીંનું વાતાવરણ તો હમેશાં સારુંજ હોય !"

"પણ મને હવે અહીં જરાય રુચતું નથી."

આસો બારોટ પોતાના મોટાભાઈ સામે જોઈ રહ્યો. હરદ્વાર આવ્યા પછી હમેશાં આનંદમાં રહેનાર પોતાના ભાઈમાં આ પ્રકારનો ફેરફાર એકાએક કેમ થયો એ જાણવા એણે પ્રયાસ કર્યો.

"મોટાભાઈ, આ સ્થળ વિષે તમારા વિચારો આમ એકાએક કેમ બદલાઈ ગયા ?"

"આસા, મને ઇસિર માટે અહીં બીક લાગે છે."

"શેની ?"

"કામરૂદેશની સુંદરીઓ અહીં હમણાં ફરી રહી છે. એકાદ સુંદરી........"

"ભાઈ, એવી વાત શું કરો છો ? ઇસિર શું હવે છોકરું છે કે એને કોઈ ઉપાડી જાય ?"

"આસા ! આસા !! તેં કામરૂદેશની વાર્તાઓ તો સાંભળી છે ના ? ભલભલા પુરુષોને પાડી દેનારી એ સ્ત્રીઓ પાસે ઈસરનો શું હિસાબ ! ?"

"પણ ભાઈ, ઇસિર તો જોગી જેવો છે. એની પરણેતર સામે પણ એ પૂરતી આંખ માંડતો નથી તો પછી પારકી સ્ત્રીની સામે તો એ જુએ જ કેમ ?"

"એ જુએ નહિ એ સાચી વાત પણ કામરૂદેશની સ્ત્રી એટલે તો મોટા મોટા સંત મહંતોને પાડનારી મહામાયા. ભગવાન બચાવે તો એનાથી બચાય. એનાં રૂપ લાવણ્ય, એનાં મોહક

વચનો, એના મીઠા શબ્દો, એનાં કામણટૂમણ, એની રૂપલાલસાનાં તાતાં તીર, એ બધાં મેં હમણાંજ જોયાં......"

"ક્યાં જોયાં?"

"બાલનાથના આશ્રમમાં."

"બાલનાથના આશ્રમમાં કામરૂદેશની સુંદરી!?! એ કેમ બને?"

"એ ન બનવાનું આજે બન્યું એટલે તો હું મુઝાયો છું. મને બીક લાગી છે કે ઈસર જો એવી કોઈક સુંદરીના ઝપાટામાં આવ્યો તો સતી જેવી એની પરણેતર દેવલબાઈ જીભ કરડીને મરી જશે."

"ભાઈ, રામરામ કરો. ઈસરને હલાવવા માટે ઇંદ્રની અપ્સરાઓ આવે તો પણ ઈસર અડગ ઊભો રહે એવો છે. હજી તો તમે કાલેજ કહેતા હતા કે ઈસર બહુ મોટો પુરુષ થશે એવી વાણી ઠેર ઠેર સંભળાય છે, અને......"

"અરે, એ તો બધું બરાબર છે. ઈસર માટે બાલનાથજીએ પણ એમજ કહ્યું પણ આ કામરૂદેશની સ્ત્રીનાં લાવણ્ય બહુ ભયંકર શસ્ત્ર જેવાં છે. એનાં બે નેણની શક્તિ એવી અજબ છે કે જોનારને એ સીધો સોંસરવો ઘા કરી પાડી દેય છે......"

"એ ગમે તે હો પણ ઈસરને કોઈ કંઈ કરી શકે તેમ નથી."

"આસા, તું હજુ ભોળો છે. કામરૂદેશની સ્ત્રીઓના કામણ-ટૂમણ આગળ આપણે શું કરી શકીએ? ઈસર પારકી સ્ત્રીને મા બેન સમાન ગણે છે પણ કામણટૂમણ આગળ એનું શું ચાલે?"

"જેનામાં પવિત્રતા છે એનો ભેરુ ભોળો શંકર છે એવું તો તમેજ મને એક દિવસ કહ્યું હતું, એ કેમ ભૂલી જાઓ છો?"

"આસા, હું કંઈ ભૂલ્યો નથી પણ કોણ જાણે કેમ મારા મનનો ઉદ્વેગ વધી ગયો છે. આપણે કાલે સવારે આ હરદ્વાર છોડી દેવું એવો મારો નિશ્ચય હવે અફર છે."

"ભલે, તમારી જેવી મરજી."

"અને આસા, તું હવે બેઠો થા. ગંગાકાંઠે જા, જોગીઓના આશ્રમો જોઈ આવ અને ઈસર જ્યાં હોય ત્યાંથી એને તારી સાથે લઈને આવ."

"ભાઈ, તમે ખોટી ચિંતા કરો છો. ઈસરના રક્ષણહાર તો પ્રભુ છે."

"એ બધુંય સાચું છે પણ અત્યારે હું કહું તેમ તું કર."

"ભલે."

આસો ઊભો થયો. એણે પોતાની પાઘડી માથે બાંધી.

"જો આસા, ઈસરનો પત્તો આટલામાં ક્યાંઈ ન લાગે તો રૂષિકેશ જજે. રૂષિકેશમાં ન હોય તો દેવ આશ્રમમાં જજે પણ ઈસરને સાથે લઈને જ આવજે."

"ભાઈ, જોગમાયાનું નામ લ્યો. તમે આટલા બધા ગભરાઈ કેમ ગયા છો એની મને કંઈજ સમજ પડતી નથી."

"આસા, આંધળાની લાકડી સમા ઈસરને જો કંઈ થાય તો મારું શું થાય?" બોલતો બોલતો સુજો બારોટ ગળગળો થઈ ગયો.

"ભાઈ, ઈસરની શક્તિ પર શ્રદ્ધા રાખો. ગમે તેવા સંજોગોમાં પણ ઈસરને પડખે ઇશ્વર ઊભા જ રહેવાના એવી મારી અટલ શ્રદ્ધા છે."

"જોગમાયા તારી એ શ્રદ્ધા સાચી પાડો. જા, તું ઈસરને લઈને આવ એટલે કાલે સવારે આપણે હવે સીધા મારવાડ તરફ પ્રયાણ કરીએ."






## પ્રકરણ ૫ મું

કંથ વિના કોઇ કામની, સરવર વિણુ કોઇ નીર;
સાસ વિના કોઈ સાસરું, ખાંડ વિના કોઇ ખીર.

**આભની** અટારિયે ચંદ્રમાજી આવી ઊભા. આજે પૂર્ણિમાનાં પૂર્ણ તેજ સારીયે સૃષ્ટિને શણગારવા પગલે પગલે પ્રકાશ પાથરતાં હતાં.

ચંદ્રમાજીએ પૃથ્વીને પાટલે પગલાં પાડ્યાં એજ વખતે ઇસરદાન અમરજા કુંડ પાસે આવી ઊભો.

ગંગાજીના સોગંદ આપનાર જુવાનને શોધવા ઇસરદાનની આંખ્યોએ અમરજા કુંડની ચારે તરફ દૃષ્ટિ કરી.

અમરજા કુંડનાં પાણીની નિર્મળતા અદ્વિતીય અને અજોડ લેખાતી. સૂર્યનાં તેજમાં ખરે બપોરે એ કુંડનું તળિયું મોર-પીંછને રંગે રંગાયલું હોય એવું સુંદર લાગતું. ચંદ્રમાનાં કિરણો

એ કુંડ પર પૂરેપૂરાં પડે તો કેવું આકર્ષક દ્રષ્ય અહીં ખડું થાય એની કલ્પનાએ ઇસરદાન ચડે એ પહેલાં તો સ્હવારે મળેલો જુવાન કુંડને સામે કાંઠે હસતો હસતો ઊભો રહ્યો.

"રામરામ, ઈસરદાનજી રામરામ!"

"રામરામ. તમે આવી પહોંચ્યા?" ઈસરદાને એ જુવાનની રામરામી ઝીલી.

"ઇસરદાન, તમે સાચા ચારણ છો. ચારણનો દીકરો બોલે એટલું પાળે એ વાત તમે આજે સિદ્ધ કરી છે."

"બોલો, અત્યારે તો તમારું નામ કહેશો ના?"

"નામ એકલું શું કરવા? નામ, ઠામ બધું કહીશ."

"કહો, તમારું નામ ઠામ કહો અને મારું શું કામ છે એ પણ કહો એટલે હું તમારી સાથે વાત કરી ગંગનાથની મઢીએ વેળાસર પાછો પહોંચી શકું."

"જવાય છે, એવી ઉતાવળ શું છે?"

"રાત છે, અજાણ્યો પ્રદેશ છે, ગંગનાથની મઢી અહીંથી થોડે દૂર છે. આ તો તમાર સાથે સવારે નક્કી થયું હતું એટલે મારે આવવુંજ જોઈએ. નહિ તો અત્યારે આ પહાડી પ્રદેશમાં..."

"ઈસરદાન, તમે આવ્યા એ બહુ સારું કર્યું. તમારા વિષે મેં જે સાંભળ્યું હતું અને એને અંગે તમારા તરફ મને જે માન ઉત્પન્ન થયું હતું એમાં તમે અત્યારે વખતસર હાજર રહી મારી એ તમારા તરફની માનની લાગણીમાં વૃદ્ધિ કરી છે."

"બોલો, મારું શું કામ છે?"

"તમારું બહુજ જરુરનું કામ છે."

"બોલો........"

"તમે મને વચન આપો કે હું કહું એમ તમે કરશો."

"એ કેમ બને? તમે કોણ છો એ હું જ્યાં સુધી જાણું નહિ ત્યાં સુધી તમને હું કોઈપણ પ્રકારનું વચન આપું એનો કંઈ અર્થ જ નથી."

"મારા શબ્દ ઉપર તમને વિશ્વાસ નથી?"

"આપણે એકબીજાને ઓળખીયે નહિ ત્યાં સુધી......"

"ત્યારે એમ કહોને કે તમારે હું કોણ છું એ જાણવું છે."

"જરુર." ઝડપથી આકાશમાં ઉપર આવતા ચંદ્રમાના તેજે એ જુવાન તરફ ઈસરદાને નયનો માંડ્યાં.

"તો એમ કરો, મારી સાથે તમે મારે ત્યાં ચાલો."

"તમારો મુકામ ક્યાં છે?"

"સીતામઢીમાં."

"સીતામઢી તો આ સામે દેખાય છે એજ ના?"

"હા, એજ."

"મને ત્યાં લઈ જવાની તમારે શા માટે તકલીફ ઉઠાવવી જોઈએ. અહીંજ તમારું નામ, ઠામ વગેરે જણાવી દીયો એટલે બસ."

"ચાલો તો ખરા. તમને કંઈ નવું નવું જોવાનું જાણવાનું મળશે. જાત્રા એટલે દેશાટન, અને દેશાટન કરનાર જુવાને દરેક સ્થળેથી નવું નવું જોઈ લેવું, જાણી લેવું જરુરનું છે."

ચંદ્રમાના તેજે એ જુવાને અમરજાકુંડ પાસે ઊભેલા ઈસરદાનને પોતાની પાછળ આવવા સૂચવ્યું. બન્ને જણ આંખના પલકારામાં સીતામઢી પાસે આવી પહોંચ્યા.

મઢીના મુખદ્વાર આગળ શસ્ત્રધારી સૈનિક જેવા ચોકીદારને જોઈ ઈસરદાન સહેજ ચોંકયો અને એણે પોતાની આગળ ચાલતા એ અજાણ્યા જુવાનનો હાથ પકડ્યો.

"તમે મને ક્યાં લઈ જાઓ છો? આ તો કોઈ રાજવંશી ઉતારો લાગે છે."

"રાજવંશી હોય કે દેવવંશી હોય એમાં તમારે શું? તમે તો મારી સાથે બેધડક ચાલ્યા આવો."

ઇસરદાનને ઘડીભર એમ થયું કે આ જુવાનની દૃષ્ટિ ચૂકવી ભાગી છૂટવું. પણ ફરી પાછો એને એક વિચાર એવો આવ્યો કે એવું કાયરપણું શા માટે બતાવવું ?

બે પગલાં બન્ને ચાલ્યા એટલામાં તો વીણાના મંજુલ સૂરનું ધીમું ધીમું ગુંજન સંભળાયું.

હિમાલયની તળેટીની શાંતિ, પૂર્ણિમાની ચાંદની અને સાથે વીણાના સૂર મળતાં સીતામઢીનું વાતાવરણ પ્રથમ દ્રષ્ટિએ ઇસરદાનને ગમ્યું.

"જુઓ, અત્યારે સીતામઢીમાં સંગીતનો કાર્યક્રમ છે. તમે જરા બેસો એટલામાં હું સ્વસ્થ થઈને આવું." બોલતાં બોલતાં એ જુવાને ત્રણ તાળી પાડી.

તાળીને અવાજે એક યુવતી દોડતી બહાર આવી ઓસરીની કોર પર ઊભી રહી.

"વનલતા, આ આપણા મહેમાન છે. એમનો યોગ્ય સત્કાર કર. હું હમણાં આવું છું."

ઝડપભેર આજ્ઞા આપી એ જુવાન ઠેકડો મારી ઓસરી પર ચડ્યો અને બીજા ઓરડાના બારણામાં ઝૂલતા રેશમના પડદા પાછળ અદૃશ્ય થઈ ગયો.

"પધારો." વનલતાએ હસીને ઇસરદાનનો સત્કાર કર્યો.

એક ક્ષણ શું કરવું એ ઇસરદાન સમજ્યો નહિ એટલે એ ઓસરી નીચે પૂતળાંની માફક જડાઈ ગયો. એને કામરૂદેશની સર્વ વાતો એકાએક યાદ આવી.

અજાણ્યા સ્થળમાં અજાણી સ્ત્રી સાથે જવું એને ઇષ્ટ લાગ્યું નહિ. પોતે અહીં આવવામાં કંઈક ભૂલ કરી છે એમ પણ એને એ વખતે લાગ્યું.

"પધારો." ફરીવાર વનલતાનો મંજુલ સ્વર સંભળાયો.

ઈસરદાન સાવધ થયો.

"હું નહિ આવી શકું."

"કેમ?"

"કોઈપણ સ્ત્રી સાથે હું એકાંતમાં બેસતો નથી."

"અહીં એકાંત જેવું કંઈજ નથી. તમે ગભરાશો નહિ. અહીં તો હું છું, માધવી છે, તરુલતા છે, વાસંતી છે."

ઈસરદાને ચારે તરફ દૃષ્ટિ ફેંકી. ભાગવાનો વિચાર એણે કર્યો ખરો પણ એનો એ અમલ કરી શક્યો નહિ.

મઢીના ઓરડામાં વીણાના તાર ફરી ઝણઝણ્યા.

"પધારો, પધારો......"

ઈસરદાન યંત્રવત્ ઓસરીનાં પગથિયાં ચડ્યો.

"હું અહીંજ ઊભો રહી ભાઈ સાથે વાત કરીશ. એમને અહીં આવવા દીયો."

"ભાઈને જરા વાર લાગશે. તમે અંદર આવો. આમ અચકાઓ છો શા માટે? અહીં તો 'સબી ભૂમિ ગોપાલકી!' પધારો!!"

વનલતાની પાછળ પોતાને કોઈ અદૃશ્ય શક્તિ ધકેલતી હોય એ રીતે ઈસરદાન ઘસડાયો.

ઓરડો સુગંધી ધૂપથી મહેકમહેક મહેકી રહ્યો હતો. સોનારૂપાની દીવીઓમાં ઘીના દીવા બળતા હતા. એ દીવાઓના તેજે ઈસરદાને ચારે તરફ દૃષ્ટિ કરી. અપ્સરાઓના ભવન વિષે એણે

ચારણી છંદો સાંભળ્યા હતા. આ ઓરડો એ છંદનાં અપ્સરા-ભવનની હરીફાઈ કરતો હોય એવી રીતે શણગારાયો હતો. એકક પાસે પારિજાતક ફૂલના ઢગલાઓ કલાભરી રીતે ગોઠવ્યા હતા. ડોલર ને માલતીના ફૂલછોડ ખૂણે ખૂણે ધ્યાન ખેંચતા હતા. વચ્ચે વચ્ચે સુવર્ણની દીપમાલાઓ ઓરડાને ચારે તરફ અજવાળતી હતી.

વનલતા સાથે ઈસરદાને એ ઓરડામાં પગલાં માંડ્યાં એજ વખતે વીણા વગાડતી માધવી ઊભી થઈ ગઈ. સાથે સાથે એની બે સખીઓ વાસંતી અને તરુલતા પણ હાથ જોડી એકસરખી ઊભી રહી.

"બિરાજો," વનલતાએ મીઠા હાસ્યે આસન પર બેસવા ઈસરદાનને વીનવ્યો.

ઈસરદાન ગભરાઈને આમતેમ જુએ એટલામાં તો એક યુવતી હસતી હસતી વચલા બારણાનો રેશમી પડદો ખસેડી ઈસરદાન સામે આવી ઊભી રહી અને આભમાં વીજળી ઝબૂકે એમ એ ઝબકી.

"બિરાજો કવિરાજ, આ અમારી સીતામઢીના આજે તમે માનવંત પરોણુલા છો."

ઈસરદાન એ યુવતીને જોઈ જ્યાં ઊભો હતો ત્યાં થંભી ગયો.






## પ્રકરણ ૬ ઠું

**મોરાં વિણ ડુંગર કિસા, મેહ વિણ કિસી મલાર;**
**ત્રિયા વિના તીજાં કિસી, પિયુ વિણ કિસા તિહ્વાર.**

“ઇસરદાનજી! બિરાજો. આ સીતામઢીને આપનું જ ઘર ગણો.”

“તમે કોણ?” ઇસરદાને આસન પર બેસતાં બેસતાં ઘડીઘડી વીજળી સમ ઝબકારા મારતી એ યુવતીને તાકી તાકીને જોઈ.

“હું? મને આપે ન ઓળખી?”

ઇસરદાને આખાય પ્રસંગનું માપ કાઢી લીધું. પોતાને જે જુવાન અહીં લઈ આવ્યો એ પુરુષ ન્હોતો પણ સ્ત્રી હતી એની હવે એને ખાત્રી થઈ ગઈ.

ઇસરદાન કંઈપણ બોલે એ પહેલાં પ્રસંગનું માપ કાઢી લઈ એ યુવતીએ પોતાની સખીઓ સામું જોયું.

“માધવી, ‘યુગયુગની ઓળખાણ’!”

આજ્ઞા ઝીલતી માધવીએ નમસ્કાર કરી પોતાની રસઅંગુલીઓ વડે વીણાના તાર છેડ્યા અને એના મધુર કંઠમાં શ્યામ કલ્યાણની સૂરાવલી જામી.

સૂરાવલીની જમાવટ કરી માધવીએ શબ્દાવલી શરૂ કરી:

**યુગયુગની ઓળખાણ અનેરી,**
**દિલદિલથી જગજનની પ્રીતિ—**
**યુગયુગની ઓળખાણ અનેરી.**

**પિંડ પિંડ ને રંગ જુદા પણ,**
**એક ગ્રંથી પ્રભુ ગુંથી રૂડેરી;**
**માતા પિતા ભગિની રૂપે,**
**દીપી રહી એક જ્યોત અનેરી—**
**યુગયુગની ઓળખાણ અનેરી.**

**સુન્દરી રૂપે સ્વામી રૂપે,**
**મિત્ર રૂપે જો પ્રીત ઘણેરી;**
**કોલ પુરા કરે માનવી સઘળા,**
**એજ પ્રભુની સાચી લીલા અનેરી—**
**યુગયુગની ઓળખાણ અનેરી.**

**યુગયુગ.........ની.........ઓળખાણ........**

વાતાવરણ સૂરાવલી અને શબ્દાવલીના રસસંગમમાં 'યુગયુગની ઓળખાણ.........યુગયુગની ઓળખાણ' એ ભાવનાથી રંગાઈ ગયું.

ઈસરદાન, જાણે કે આ સંગીતની સૂરાવલી અને શબ્દાવલીની એના પર કંઇપણ અસર થઈ ન હોય એ રીતે વીણાના તાર શાંત થયા કે તરત ઊભો થઈ ગયો.

"રજા લઉં છું." ઢાળેલાં નેત્રોએ એણે આ સર્વ યુવતી-ઓની સ્વામિની સમી દેખાતી અને પોતાને અહીં છેતરીને લઈ આવનાર યુવતી સામે હાથ જોડ્યા.

"એમ જવાય?" એ યુવતી ઊભી થઈ ગઈ અને એની સાથેજ વનલતા, માધવી, વાસંતી અને તરુલતા ઊભી થઈ અને ઇસિરદાનને ઘેરી વળી.

ઇસિરદાન નેત્રો વીંચી ગયો. એને ઋષિમુનિઓની તપશ્ચર્યાનો ભંગ કરવા આવતી ઉર્વશીઓ અને રંભાઓ યાદ આવી.

"ઈસરદાન, આપ અમારા અતિથિ છો. આપ આ રીતે એકાએક ઊભા થઈને ચાલ્યા જાઓ એ તો અમારું અને આપનું બન્નેનું અપમાન થયું ગણાય."

ઇસિરદાન નેત્રો બંધ રાખી હાથ જોડી યંત્રવત્ ઊભો રહ્યો.

"કવિરાજ, આ માધવીને હજી તો આપની કવિતાનો રસ મારે ચખાડવો છે."

ઇસિરદાને એ સૌંદર્યઘેરામાંથી મુક્ત થવા બે પગલાં આગળ માંડ્યાં.

"ચારણદેવ, આપ દયા કરો. આપ આમ ઉતાવળા ન થાઓ; બેસો. મેં આપને વચન આપ્યા મુજબ હું આપને મારું નામ, ઠામ જણાવું, અને હું આપને સીતામઢીમાં શા માટે લઈ આવી એ સર્વ વિગતવાર કહું."

ઇસિરદાનનાં નેત્રો હજુ ખૂલ્યાં નહિ. એણે ઢાળેલે નેત્રે ફરીવાર આ સુંદરીઓના સંઘમાંથી મુક્ત થવા પ્રયત્ન કર્યો પણ એમાં એ નિષ્ફળ નીવડ્યો.

"મારા પ્રભુ, આપ આમ રોષે ભરાઓ તો મારા પ્રાણ ઊડી જશે. આપ આસન પર બેસો, હું આપને મારી ઓળખાણ આપું."

ઇસિરદાને હજુ પણ અખંડ મૌન સેવ્યું અને એ જ્યાં ઊભો હતો ત્યાંજ ઊભો રહ્યો.

"ઈસિરદાનજી, મારું નામ તારા..........."

જાણે પાષાણનીમૂર્તિ હોય એમ ઇસિરદાનના પગ જડાઈ ગયા.

"હું મણીપુરના સચિવની પુત્રી."

ઇસરદાને આંખ્યો ઉઘાડી તારા સામે જોયું.

"તમારું નામ, ઠામ મને મળી ગયું—હવે મને કૃપા કરી જવા દેશો?"

"હજુ મારે આપનું શું કામ છે એ તો મારે આપને કહેવું જ જોઈએ." તારાએ બોલતાં બોલતાં તાળી પાડી કે તુરત વનલતા, માધવી, વાસંતી અને તરુલતા ત્યાંથી ખસી ગઈ અને પાસેના ઓરડામાં ચાલી ગઈ.

સૌંદર્યનો એ જંગમદુર્ગ દૂર થતાં ઇસરદાને છૂટકારાનો શ્વાસ લીધો.

"કવિરાજ, હવે આસન પર બિરાજો, સ્વસ્થ થાઓ. આપને કોઈપણ જાતે અસ્વસ્થતા સહેવી પડે એ જોવા હું ઇચ્છતી નથી."

"સચિવપુત્રી, હવે મને જવા દેશો તો મારા પર મોટી કૃપા થશે."

"આપને હવે વધુ વાર નહિ રોકું. મારી એક વાત સાંભળી લ્યો."

"પણ હું કોઈપણ સ્ત્રી સાથે એકાંત સેવતો જ નથી."

"એ તો આપની ઊંચી ભાવના છે. આપ પૂર્વજન્મના મહાયોગી................"

"બસ હવે હું જઈશ." ઇસરદાન છેલ્લા શબ્દો સંભળાવતો હોય તેમ ઉતાવળે બોલ્યો.

"ચારણદેવ, આપ આસન પર બિરાજો અને મારા દિલની એક વાત સાંભળી લ્યો."

"તારાદેવી, હું પરણેલો છું. પરણેલા પુરુષે મા અને બેન સિવાય કોઈ બીજી સ્ત્રી સાથે એકાંત સેવવો ન જોઈએ."

" પણ આપને બીજી કોઈ સ્ત્રી પરણવા ઇચ્છતી હોય તો ? "

" તારાદેવી, તમે મહાકવિ તુલસીદાસનું નામ સાંભળ્યું છે ? "

" હા. મેં તો એમનાં દર્શન પણ કર્યાં છે. "

" એ મહાકવિનો એક દુહો મને બહુ ગમે છે. "

" કીયો દુહો ? "

" પરધન પથ્થર માનીએ, પરસ્ત્રી માત સમાન... ....."

" દુહો સરસ છે ! "

" સરસ છે એમ કહેવું બસ નથી. હું જો શાહેનશાહ અકબરની જગ્યાએ આજે દિલ્લીશ્વર હોત તો એ એક દુહા પર ભારતનું સમ્રાટપદ એને સોંપી દેત. "

તારાદેવી ઈસરદાન સામે મીટ માંડી જોઈ રહી.

" ઈસરદાનજી................. "

" બસ, હવે મને જવા દીયો. " ઈસરદાને તારાને આડેથી ખસી જવા વીનવી.

" ઈસરદાનજી, તમારી આ પવિત્ર ભાવનાથી તો મારો પ્રેમ તમારા તરફ ઓર વધ્યો છે. પરણું તો ઈસરદાન અને નહિ તો...... "

" હં......હં......સચિવપુત્રી, રહેવા દ્યો. " ઈસરદાન ચોંકી ઊઠ્યો. એણે તારાને આગળ બોલતી અટકાવી.

" ઈસરદાનજી........... "

" બસ કરો–હું પરણેલો છું......ચારણ છું. મને...... "

" ઈસરદાન ! ? "

" તારાદેવી, મને ક્ષમા કરો. કૃપા કરી હવે મને જવા દો. પ્રભુ તમારું કલ્યાણ કરો. "

" ઈસરદાન......પરણું તો તને અને નહિ તો બીજા મારે ભાઈ–બાપ ! ! " તારા બોલતી બોલતી જમીન પર ઢળી પડી.

ઈસરદાન મુઝાયો. ધરણી પર પોતાના ચરણ પાસે ઢળી પડેલી તારા સામે એ એકસરખો જોઈ રહ્યો.

કામરૂદેશમાં પ્રતિત સ્રીઓજ વસે છે એવી પોતાની માન્યતા એ એક પ્રકારની ભ્રમણા જ હતી એમ એને અત્યારે લાગ્યું. તારાએ પોતાને આસન પર બેસવા માટે ખૂબ ખૂબ આગ્રહ કર્યા છતાં એ એના શરીરને લેશ પણ સ્પર્શી ન્હોતી. એનો હાથ પકડીને બેસાડવાના પ્રયત્ન, તારાની જગ્યાએ કોઈ બીજી સ્રી હોત તો જરુર કરત. તારાના એ વિશુદ્ધ વર્તનની ઈસરદાન પર સારી અસર થઈ.

'પરણું તો તને......અને નહિ તો બીજા મારે ભાઈ બાપ......' એ તારાના શબ્દો ઈસરદાન મનમાં ને મનમાં લવ્યો.






## પ્રકરણ ૭ મું

નદી કિનારે દેખિયે, સમગ્ર સબ સંસાર;
કંઈ ઉતર્યાં કંઈ ઉતરે, બગચા બાંધ તૈયાર.

ધરતીકંપ થતાં માનવીની જે સ્થિતિ થાય એને મળતી સ્થિતિ ઇસરદાને અત્યારે અનુભવી.

પોતાના ચરણમાં ઢળી પડેલી તારાને એમને એમ છોડીને ભાગી છૂટવું કે શું કરવું એ ઇસરદાન નક્કી કરે તેટલામાં તો સીતા-મઢીના મુખદ્વાર આગળ રીડ સંભળાઈ:

"દોડો......દોડ...જો......દોડજો......દોડો...દોડો...."

તારાને મૂર્છિત દશામાં એકીટશે નિહાળી રહેલ ઇસરદાનના કાન ચમક્યા, અને એ અવાજ પરિચિત લાગ્યો. એણે પૂરી સાવધાનતાથી કાન માંડ્યા.

"દોડજો......દોડ......જો...."

ઇસિરદાને રીડ પારખી અને બીજી પળે એ ઓરડા બહાર કૂદ્યો.

પૂર્ણિમાનો ચાંદો હવે પૃથ્વીને પૂર્ણ રીતે અજવાળતો હતો. ચંદ્રમાના તેજે પોતાના કાકા આસા બારોટને સીતામઢીના મુખ-દ્વારના રક્ષક સાથે હાથોહાથ લડતો ઇસિરદાને જોયો.

"કાકા............"

"ઈસર...બેટા......આવ્યો ?...પ્રભુએ લાજ રાખી....."

આસા બારોટે પોતાની બથમાં લીધેલ દ્વારરક્ષકને છૂટો કર્યો.

છૂટો થતાં દ્વારરક્ષક ફરીવાર આસા બારોટ પર કૂદ્યો.

"હં......હં......" ઇરિસદાન વચ્ચે પડ્યો.

દ્વારરક્ષકને મરણિયો બનેલો જોઈ ઇસિરદાને એની ગળચી પકડી એને એક બાજુ ફેંકી દીધો. જોરદાર પછાટ લાગતાં દ્વાર-પાળને મૂર્છા આવી ગઈ.

"ઇસિર......ભાગ!"

"કાકા......ઊભા રહો......આપણે જઈએ......"

"નહિ નહિ ઇસિર, હવે અહીં એક ક્ષણ પણ ઊભા રહેવું સહીસલામત નથી." આસા બારોટે હાંફતાં હાંફતાં ઇસરનો હાથ પકડ્યો.

"કાકા, જરા અંદર તો આવો. આપણે હમણાંજ પાછા ફરીશું."

"ત્યાં શું છે?"

"એક નવયૌવના મૂર્છાવશ........"

"ઇસિર, તું કામરૂદેશની અપ્સરાઓના હાથમાં ફસાયો લાગે છે. ભાઈ ઇસિર, તારો બાપ, દશરથ રામને ઝંખે એમ તારી રાહ જોઈ રહેલ છે."

"પણ એ..............."

"એ બે કંઈ નહિ. તું મારી સાથે ચાલ."

"પણ કાકા..........."

"ઈસર, બાપ ! હમણાં બીજું કંઈ કરવાનો હવે વખત નથી."

"કાકા, સાંભળો તો ખરા ! કોઈ માણુસ બેભાન થઈ ગયું હોય તો એને શુદ્ધિમાં લાવવું એ તો માનવધર્મ છે."

"ઈસર...તારો બાપ બેભાન જેવી સ્થિતિમાં ગંગનાથની મઢીમાં પડ્યો છે એનું તને કંઈ લાગતું નથી અને કામરૂદેશની એક છીના......"

"કાકા, વધુ બોલશો નહિ. ચાલો હું તમારી સાથે જ આવું છું."

ચાંદનીમાં ગંગાકાંઠે આસો બારોટ દોડયે જતો હતો, એની પાછળ ઈસરદાન ધસડાતો હોય એ રીતે પગલાં ઉપાડતો હતો.

બન્ને જણુ ગંગનાથની મઢીના દરવાજા આગળ પહોંચ્યા ન પહોંચ્યા એટલામાં તો સુજા બારોટનો પડકારો સંભળાયો:

"કોણ એ...?"

"એ તો અમે—હું આસો અને ઈસર !"

"ઈસર આવ્યો ? મારો બાપ ઈસર આવ્યો ?" સુજો બારોટ દોડ્યો અને ઈસરને ભેટી પડ્યો.

મૃત્યુ પામેલું મનુષ્ય પાછું આવે અને સ્નેહીજનને જે અકલ્પનીય આનંદ આવે એ આનંદ ઈસરને ભેટી સુજાએ અનુભવ્યો.

"બાપ, ઈસર! માતાજીએ લાજ રાખી." સુજા બારોટની આંખ્યોમાંથી હર્ષાશ્રુ ટપકયાં.

ઈસરે પોતાનો શુદ્ધ વાત્સલ્યભાવ અનુભવ્યો. પિતાના એ પ્રેમમાં, મૂર્છિત થઈ પડેલી તારાને ઈસર ઘડીભર ભૂલ્યો.

"મારા આંધળાની લાકડી સમાન દીકરા, તું અત્યાર સુધી ક્યાં હતો ?"

"સુજા...!" વચમાં આસો બોલી ઊઠયો.

"કેમ ?" સુજાએ આસા સામે મીટ માંડી.

"કૈલાસપતિ શંકરે આપણાં મોઢાં હસતાં રાખ્યાં, બાકી બાજી આપણે હારી બેઠા હતા !"

"શું શું ?"

"તું કહેતો હતો એ વાત સાચી પડી."

"શેની ?"

"કામરૂદેશની."

કામરૂદેશનું નામ સાંભળી ઇસિરની આંખ આગળ મૂર્છિત દશામાં પડેલ તારા પાછી ખડી થઈ.

"આસા, ભગવાને જ મને એ વિચાર સુઝાડ્યો. કામરૂદેશની કામણટૂમણ કરનાર સ્ત્રીઓ બહુ ભયંકર હોય છે. જુવાન પુરુષોનું હરણ કરવામાં તો એ રૂપાળી ચુડેલો બહુ હુશિયાર હોય છે."

"તારી આ વાત હું એ વખતે માનતો ન્હોતો પણ તેં કહ્યું એ બધુંય અક્ષરે અક્ષર હવે સાચું......"

"ત્યારે આપણે સૂરજ મારાજ ઊગે એ પહેલાં હરદ્વારને રામરામ કરવા જોઈએ." ભાઈને પોતાની વાતને ટેકો આપતો જોઈ સુજામાં બળ આવ્યું.

ઇસિરદાન પિતા અને કાકા વચ્ચે થતી વાતચીત શાંતિથી સાંભળી રહ્યો હતો. હરદ્વારને રામરામ કરવાની વાત આવતાં એ ચોંક્યો અને આસા બારોટ સામે એણે આંખ્યો માંડી.

"કાકા, કાલે સવારે................"

"હા, કાલે સવાર પહેલાં આપણે હરદ્વાર છોડી દેવું જોઈએ."

"કાં ?" ઇસિરે સીધો પ્રશ્ન કર્યો.

"હવે અહીં રહેવામાં માલ નથી."

"હજી તો તમે ગઈ કાલેજ કહેતા હતા કે હરિના ધામ જેવું આ હરદ્વાર તો સ્વર્ગના દ્વાર સરીખું છે."

"રાઈનાં પડ રાતે ગયાં. કાલે જે સ્વર્ગ હતું એ કામરૂદેશની કામિનીઓએ આજે નર્ક........"

એકાએક ઉપરવાસમાં શંખનાદ સંભળાયો અને એ શંખનાદને નાદે ચારે દિશામાં શંખો ફૂંકાયા. શંખોનો ધ્વનિ હજુ ચાલુ હતો એટલામાં ઘંટનાદો શરૂ થયા. એ ઘંટનાદના રણકારા સાથે ઝાલરો વાગવી શરૂ થઈ અને થોડીવારમાં તો ચાંદનીમાં માનવીઓ અહીંથી તહીં દોડતાં દેખાયાં.

"સુજા બારોટ! એ...સુજા બારોટ!!" ગંગનાથની મઢીના સાધુએ બૂમ પાડી.

"કેમ મહારાજ?"

"સાવધાન હોના! ગંગાજીમાં પૂર આવ્યાં છે."

"અત્યારે!"

"કેમ, એમાં નવાઈ પામવા જેવું શું છે? આભ અને ગાભને સમયની મર્યાદા હોતી નથી."

હજાર હજાર હાથીઓ એકસામટા ગર્જતા હોય એમ ગંગાજીનાં પાણી ઊછળ્યાં.

આકાશમાં પૂર્ણિમાની ચાંદનીનું સામ્રાજ્ય જામ્યું હતું, અને ધરતી પર ગંગાજીનાં પાણીએ પ્રભુત્વ પ્રાપ્ત કર્યું. જોતજોતામાં ગંગાનાં પૂર ચારે તરફ ધસી ગયાં અને સર્વત્ર એકસરખાં પાણી ફરી વળ્યાં.

"ઇસર, જોયું?"

"શું?"

"તું મારી સાથે તુરત પાછો આવ્યો ન હોત તો ગંગાનાં આ પૂર તને અહીં પાછો આવવા દેત ખરાં?"

ઇસરે આંખના પલકારામાં ચારે તરફ ધરતીને જળબંબોળ થતી જોઈ.

ગંગાનાં પૂરની ચેતવણી મળતાં ચારે તરફ રીડિયા, હોંકારા અને ચીસાચીસ સિવાય બીજું કંઈ સંભળાતું ન્હોતું. ભયની ચેતવણી આપતા શંખનાદો, ઘંટનાદો અને ઝાલરોના રણકારાઓને બદલે ઘોડાપૂર ઊછળતાં પાણીની ગર્જના રાત્રિના પાછલા પ્રહરને ભયંકર સ્વરૂપ આપી રહી હતી.



પ્રેમની જોગણ

## પ્રકરણ ૮ મું

**જલથલ થલજલ હુય રહ્યો, ભોલે મોર કિંગાર;**
**શ્રાવણ દૂભર, હે સખી ! કયાં મુજ પ્રાણાધાર.**

**ગંગાજીનાં** પાણી ત્રણ દિવસ અને ત્રણ રાત ચઢ્યાં ઊતર્યાં અને આખોયે હિમગિરિની તળેટીનો પ્રદેશ પશુ, પંખીઓ અને માનવીઓને માટે પ્રલયકાળ સમો ભયંકર બની ગયો. ગંગાકાંઠે આવેલી મઢીઓ મહાસાગરમાં ન્હાનાં ન્હાનાં હોડકાંઓ તરતાં હોય એવી સ્થિતિમાં આવી પડી. ઢોર ઢાંખર અને પશુ પંખીઓ આ મહા ઉલ્કાપાતમાં સપડાઈ ગયાં અને ત્રણ દિવસમાં શંકર ભગવાનની સંહારક શક્તિ પોતાનું અસ્તિત્વ બતાવી ગઈ હોય એવી સ્થિતિ સહુએ અનુભવી.

આજે પાણી ઊતર્યાં. પગકેડીનો વ્યવહાર આછો આછો શરૂ થયો. જ્યાં જ્યાં રેલના પાણીએ ભરડો લીધો હતો એ તરફ સાધુઓ, બ્રહ્મચારીઓ અને યાત્રાળુઓનાં ટોળે ટોળાં એકઠાં થયાં.

કેટલાક સાધુઓની કુટિરો રેલમાં તણાઈ ગઈ અને બીજે ક્યાંઈ આશરો મળવો અસંભવિત લાગવાથી એમાંના કેટલાક ત્રણ દિવસ અને ત્રણ રાત સુધી ભૂખનું દુઃખ ખમતા વૃક્ષોની ડાળીઓ ઉપર ચોંટી રહ્યા હતા.

હરદ્વારની યાત્રાએ આવેલા શ્રીમંત યાત્રાળુઓએ રેલસંકટમાં સપડાઈ ગયેલ સાધુઓ માટે રસોડાં શરૂ કર્યાં અને એ આખોય દિવસ, માનવી માનવીને દુઃખના વખતમાં શી રીતે મદદ કરી શકે એ વિષે વિચારણાઓ, યોજનાઓ અને સક્રિય સહાયનાં પ્રદર્શનો ઠેરઠેર થયાં.

બરાબર સાયંકાળની આરતી ગંગાઘાટ પર સંભળાઈ એ વખતે એક પાલખી ગંગનાથની મઢી આગળ દેખાઈ.

"બાવાજી, એ બાવાજી!"

"કૌન હૈ?" ગંગનાથની મઢીનો સાધુ બહાર આવ્યો.

પાલખીમાંથી તારા ઉતાવળે ઊતરી અને બાવાને નમસ્કાર કર્યાં.

તારાને મણીપુરના સચિવની પુત્રી તરીકે ગંગાકાંઠાના સર્વ બાવાઓ પિછાણતા. ગંગનાથની મઢીના આ બાવાજીએ તારાને આવકાર આપ્યો.

"બાવાજી, હું વધુ વખત રોકાઈ શકું તેમ નથી. હું તો અહીં મારવાડના ચારણો હતા એમનું રેલ વખતે શું થયું એ પૂછવા આવી છું."

"એ તો ગયા."

"ક્યાં ગયા? ક્યારે ગયા?"

"એ તો ગંગાનાં પાણી ચઢ્યાં એ વખતે પાછલી રાતનાજ અહીંથી નીકળી ગયા."

"નીકળીને ગયા કઈ તરફ?" તારા ફાટી આંખ્યે એ સાધુને જોઈ રહી.

"એ તો માઈ હમને ખબર નથી."

"એમનો કંઈ સામાન તો અહીં હશે જ ના?"

"ના, એ તો હમેશને માટે ગયા."

"મેં તો સાંભળ્યું હતું કે એ ચારણો તો મહિના દિવસ સુધી અહીં રોકાવાના હતા!"

"એ વાત સચી હે પણ કોણ જાણે શું થયું કે પાણીનાં પૂર ચઢ્યાં અને એ ત્રણે જણ પંથે પડ્યા."

"પણ પોતે ક્યાં જાય છે એ તો તમને કહ્યું હશે ના?"

"કુછ નહિ. એ તો પાણી જેમ ઓચિંતું આવ્યું એમ ઓચિંતા જ ઊપડ્યા."

તારાને આ બોઘો બાવો ગમ્યો નહિ. એણે સહેજ કંટાળીને એની સામે જોયું.

"બાવાજી, અહીંથી ક્યાં જવાનું છે એવી વાતો તો તેઓ અંદર અંદર કરતા હશે ના?"

"મેરેકુ કંઈ જ ખબર નથી."

આ બાવા સાથે વધુ માથાઝીક કરવી નકામી જણાતાં નિરાશ વદને તારા પાછી વળી.

પાલખી ઉપાડનારાઓએ તારા સામે જોયું. શરીરમાંથી પ્રાણપંખેરું ઊડી ગયા પછી શરીરની જેવી સ્થિતિ થાય એવી સ્થિતિ અત્યારે તારાની એ લોકોએ જોઈ.

"કીસ તરફ?" પાલખી ઉપાડનારાઓના મુખીએ પ્રશ્ન કર્યો.

"સીતામઢી." પાલખીમાં બેઠક લેતી તારા ધીમા અવાજે બોલી.

સીતામઢી પાલખી પહોંચી એ દરમ્યાન તારા કોઈ સમાધિસ્થ સાધુ બેઠો હોય એ રીતે પાલખીમાં બેઠી રહી.

"કેમ તારાબહેન!" વાસંતી પાલખી સામે દોડી અને તારાનો હાથ પકડી એને બેઠી કરી.

વાસંતીને ખભે પોતાનું માથું નાખીને તારા માંડમાંડ પોતાના ઓરડામાં પહોંચી.

"તારાબહેન, આમ કેમ?"

તારાથી હવે રહેવાયું નહિ. એ ધ્રુસકે ધ્રુસકે રડી.

"તારાબહેન, તમે આમ મોઢું મોકળું મૂકી દેશો તો પછી અમારી હાલત શી થશે?" માધવીએ આવી આશ્વાસન આપ્યું.

"માધવી, હું સર્વસ્વ હારી બેઠી." તારાનાં ડૂસકાં વધ્યાં.

"તારાબહેન, શાંત થાઓ. પ્રભુએ જે નિર્માણ કર્યું હોય એમાં કોઈ કંઈ ફેરફાર કરી શકતું નથી." વાસંતીએ તારાને શાંત પાડવા વધુ પ્રયત્ન કર્યા.

"પણ થયું છે શું એ તો કહો?" વનલતાએ તારાનાં આંસુડાં પોતાના પાલવે લૂછ્યાં.

"વનલતા! ઈસરદાન ગયા!!"

"ક્યાં ગયા?"

"કંઈ ખબર નથી."

"ક્યારે ગયા?"

"ગંગાજીએ માઝા મૂકી એ વખતે જ એમણે હરિદ્વાર છોડ્યું."

વનલતા, વાસંતી, માધવી અને તરુલતા એકબીજાની સામે જોઈ રહ્યાં.

" આપ કહો તો હું એમનો પીછો પકડું." વાસંતી નિશ્ચયાત્મક અવાજે બોલી.

" પીછો પકડીને કઈ તરફ જઈશ ? "

" પૂછતી પૂછતી જ્યાં પ્રભુ રસ્તો સુઝાડે ત્યાં પહોંચીશ."

" પછી ? "

" અને મને મળશે તો તારો સંદેશો આપીશ."

" શું સંદેશો આપીશ ? "

આંખ્યો લૂછતી તારાએ હંસલી સમી પોતાની ડોક ઊંચી કરી.

" કહીશ કે તમારી પાછળ......"

" નહિ નહિ વાસંતી, હું તારો સંસાર બગાડવા માગતી નથી. જો એની પાછળ કોઈએ જવાનું હોય તો મારે જ જવું જોઈએ."

" પણ પિતાજી......"

" પિતાજીને તમે કહેજો કે પ્રેમની જોગણ બની તારા, એના જોગીને ઢૂંઢવા ગઈ છે."

" એ વાત મને પસંદ નથી. " માધવી વચમાં બોલી ઊઠી.

" અને તારાબહેન, આ કામ તમે મને સોંપી દો. હું ગમે ત્યાંથી ઈસરદાનનો પત્તો મેળવી આવીશ. " વનલતાએ તારાના વાંસા પર હાથ ફેરવ્યો.

" તમે સહુ હું કહું તેમ કરો."

" બોલો ! " વનલતાએ તારાના નયનમાં પોતાનાં નયનો પરોવ્યાં.

"તમે સહુ અહીંથી હવે મણીપુર જાઓ. પિતાજીને કહેજો કે તારા મરી ગઈ છે." બોલતી બોલતી તારા ફરીવાર ધ્રુસ્કે ચડી.

"તારાબહેન, માતુશ્રીના અવસાન પછી પિતાજીનું સર્વસ્વ તમે છો. આવું બોલો તો પિતાજીની શી દશા થશે એનો તમે વિચાર કર્યો છે ખરો ?" માધવીએ તારાને સમજાવવા પ્રયત્ન કર્યો.

"માધવી ! વાસંતી ! ! મને જવા દો. આ પતિતપાવની ગંગામૈયાની ગોદમાં મને હવે બેસવા દ્યો. માતા મારી રાહ જુએ છે." ઉન્માદમાં આવી ગઈ હોય એ રીતે તારા ઊભી થઈ ગઈ.

"તારાબહેન ! તારાબહેન ! !"

"મા, આવું છું, હમણાં જ આવું છું. મને રોકો મા; મને મારી મા પાસે જવા દ્યો."

"અરે તારાબહેન ! આ શું કરો છો ? ઇસિરદાન તો ચારણ છે. નેપાલના કંઈક રાજકુંવરો તમારે માટે પિતાજી આગળ આવી ગયા છે."

"શું કહ્યું ?" તારાની આંખ્યો લાલ થઈ.

"બહેન, સંસારના ખેલ આવાજ હોય છે. ઇસિરદાન ગયા એમાં આટલો બધો ઉન્માદ ! ?" તરુલતા ઠપકો આપતી હોય એવી રીતે બોલી ઊઠી.

"હજુ તો કાશીના રાજકુમારનું માગું એમને એમ ઊભું છે." માધવીએ જૂની વાતો તાજી કરી.

"માધવી !" તારાએ રાડ પાડી.

"કેમ ?"

"આજે બોલી તો બોલી પણ હવે પછી કોઈ દિવસ કોઈ પરપુરુષનું નામ મારી પાસે લઈશમાં. હું પરણું તો ઈસરદાનને જ પરણું, બાકીના બધા મારા ભાઈ–બાપ છે, સમજી !"

"પ્રભુ કૈલાસેશ્વર તમારી એ ઈચ્છા પાર પાડો." વાસંતીએ તારાને શાંત પાડવા પ્રયત્ન કર્યો.

ઉન્માદમાંથી જાગી હોય એ રીતે ઈસરદાનનું નામ સાંભળતાં તારાને સહેજ શાંતિ વળી.






## પ્રકરણ ૯ મું

**કાગ ઉડાવણ ધણ ખડી, આયો પીવ ભડક્ક,**
**આધી ચુડી કાગ-ગળ, આધી ગઈ તડક્ક.**

“ દેવલબા ! ” પાણીનું બેડું કૂવા કાંઠે ધસતી રામીએ, દૂરથી દેવલબાને આવતી જોઈ કે તુરત એ એની સામે હસી પડી.

“ રામી ! ”

“ કેમ આજે કાગડો ઊડ્યો કે નહિ ? ”

“ બરાબર ઊડ્યો. ”

“ ઊડ્યો ? ”

“ હા. ”

“ તો તો આજે બારોટજી જરુર આવવાના. ”

“ રામી, તારા મોઢામાં સાકર. ” કૂવામાંથી ઘડો સીંચતાં સીંચતાં દેવલબાએ રામી સામે નયનો નચાવ્યાં.

બન્ને સાથણો બેડાં ભરી ઘર તરફ ચાલી.

“ રામી, મારી ડાબી ભૂજા પણ આજે ભારી ફરકે છે. ”

“ તો તો હમણાં જ બારોટજીને દેખાડું. ”

“ રામી.................. ”

દેવલબા વધુ બોલે ત્યાં તો આસા બારોટનો બાર વર્ષનો દીકરો દોડતો આવ્યો.

“ ભાભીજી ! વધાઈ, વધાઈ !! ”

“ કેમ રોહડીયા ? ” રામીએ છોકરાના ગાલ પર ટપલી મારી.

“ ઈસરદાન આવ્યો........... ”

“ હું તને ન્હોતી કે’તી કે આજે તારો વર આવવો જ જોઈએ. ” રામી દેવલબા સામે મીઠા હાસ્યે હસી.

આખાય ભદ્રેસમાં સુજા બારોટ, આસા બારોટ અને ઈસરદાન જાત્રા કરી ઘેર પાછા આવ્યાની વાત એક પલકમાં વાયુ વેગે પ્રસરી ગઈ.

દેવલબા પાણીનું બેડું લઈ ઉતાવળે ડેલીમાં દાખલ થઈ. સાસુએ વધામણાં આપ્યાં.

ભદ્રેસના બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય વૃધ્ધો સુજા બારોટને તુરત મળવા આવ્યા. ડેલીએ દાયરા જામ્યા, કસુંબા ઊઘ્યા, અલકમલકની વાતો થઈ.

આખો દિવસ દાયરો આળસ્યો જ નહિ.

રાત પડી. સુજા બારોટે અને ઈસરદાને સાથે વાળુ કર્યાં.

ઈસરદાન જમીને માતાને નમસ્કાર કરી મેડીએ ગયો.

દેવલબા પતિની રાહ જોઈ બેઠી હતી.

ઈસરદાન મેડીએ આવતાં દેવલબાએ પંચામૃતે પતિના પગ ધોઈ ચરણામૃત લેવાની ઇચ્છા પતિ આગળ હસતાં હસતાં રજ કરી.

“એ કેમ બને? શાસ્ત્રો તો સ્ત્રીઓના સન્માન ઇચ્છે છે અને તમે આમ પુરુષના પગ ધોવાની વાત કરો એ બે વાત વચ્ચે મેળ શી રીતે થાય!?”

“તમે ગંગાજીની યાત્રા કરીને આવ્યા છો એટલે અમારે તમારા પગ ધોવા જ જોઇએ.”

“રહેવા દો, રહેવા દો. મને એ ગમતું નથી.”

“ગમે કે ન ગમે પણ તમારે અમને અમારો ધર્મ પાળવા દેવો જોઈએ.”

દેવલબાએ પોતાનું ધાર્યું કર્યું.

“બોલો કેમ છો? કુશળ છો ના?”

“તમે કેમ છો? ગંગાજીમાં મને યાદ કરી હતી?”

“ના......ના.”

“જૂ...ઠા.”

“સાચું કહું છું. પહેલે દિવસે ગંગાસ્નાન કર્યું ત્યારે તમને યાદ કર્યાં હતાં.”

“થયું. પહેલે દિવસે યાદ કરી એટલે ગંગાસ્નાનનું પુણ્ય મળ્યું કહેવાય.”

“તમે તો સતી છો...........”

“પુરુષે પોતાની સ્ત્રીનાં વખાણ કરવાં કોઈ રીતે ઇષ્ટ નથી.”

“હું વખાણ નથી કરતો પણ એક વાત યાદ આવી એ તમને કહેતો હતો.”

"શેની વાત ?"

"એક જુવાન સ્રીની."

"જુવાન સ્રી ?"

"હા, કુંવારી સ્રીની."

"કીયા દેશની ?"

"કામરૂદેશની."

"તો તો અપ્સરા જેવી હશે."

"હા. સાચી અપ્સરા જોઈ લ્યો."

"તો પછી પરણી લેવી'તી ના ?" દેવલબા ખડખડાટ હસી.

"એ તો પરણવા આવી પણ મેં ના પાડી."

"શું કરવા ?"

"હું રામનો ધર્મ પાળું છું."

"એટલે ?"

"એકપત્નીવ્રતનો."

દેવલબા ઈસરદાનના ચહેરા સામે જોઈ રહી.

"એનો અર્થ તો એ કે હું તમારાં એ અપ્સરા સાથે થતાં લગ્નમાં આડે આવી."

"એવું કાંઈ નહિ."

"પણ તમે જો કુંવારા હોત તો તો એ અપ્સરાને મારવાડમાં જરુર લાવત."

"ચારણિયાણી, જેમ સતીના ધરમ છે એમ પુરુષના પણ ધરમ છે. સતી સ્રી જેમ પરપુરુષનો સ્વપ્ને પણ વિચાર ન કરે તેમ પુરુષે પણ ઘરમાં પરણેતર હોય એ વખતે બીજી કોઈપણ સ્રી માટે આ જાતનો વિચાર પણ ન કરવો જોઈએ. એકજ

પતિ અને એકજ પત્ની એ ગૃહસ્થાશ્રમનો મહાયોગ છે. એ યોગ સાધનાર સ્ત્રી-પુરુષો જગતમાં વંદનીય બને છે."

દેવલબા ઈસરદાનના આ શબ્દે શબ્દે ગૌરવ અનુભવતી હતી.

"નાથ, તમે તો યોગી પુરુષ........"

"યોગી પુરુષનાં મન પણ ચળી જાય એવી સ્ત્રી મેં જોઈ."

"પછી એનું શું થયું?"

"એને રડતી મૂકીને અહીં આવ્યો છું."

"રડતી મૂકીને?"

"હા."

"કઈ રીતે?"

ઈસરદાને પોતાની ધર્મપત્ની આગળ તારાની કથા પહેલેથી માંડીને કહી બતાવી.

"તો તો તમારે એને પૂરતું આશ્વાસન આપ્યા પછી જ હરદ્વાર છોડવું જોઈતું હતું."

"તમારી વાત બરાબર છે, ચારણિયાણી."

"હું તો ત્યાં સુધી કહેવા તૈયાર છું કે તમે હમણાં કહ્યું એવી જો તારા હોય તો તમારે એને તમારી પત્ની તરીકે સ્વીકારવી જોઈએ."

"એ તો કદાપી ન બને એવી વાત છે."

"મારો દેહ જગત પર ન હોય તો?" દેવલબાએ પતિ સામે આંખ માંડી.

"સાચો પુરુષ એકજ સ્ત્રીને એકજ વખત પરણી શકે છે."

"એ તો મહાયોગ જેવો મહાધર્મ."

"એ ધર્મના અનુયાયીઓ જગત પર જ્યાં સુધી હશે ત્યાં સુધી ધર્મ અને નીતિની ધ્વજાઓ પૃથ્વીને પાટલે ફરકતી રહેશે."

“ ત્યારે હવે એ કામરૂદેશની સ્ત્રીનું શું થશે ? ”

“ જે થાય તે ખરું. ”

“ તમને એની દયા નથી આવતી ? ”

“ તને આવે છે ? ”

“ જરુર આવે છે. એની જગ્યાએ હું હોઉં તો ગાંડી થઈ જાઉં. ”

“ એ પણ કદાચ ગાંડી બની હોય. ”

“ એ પણ શકય છે. ”

“ પ્રભુ એની રક્ષા કરો. ” ઇસિરદાને રાત વધુ વીતી હોવાથી બગાસું ખાધું.

“ તમારે પિતાજીને આ બાબત ચોખવટથી કહેવી જોઈતી હતી. ”

“ પિતાજી આગળ હું આ બાબત કંઈ બોલી શકું એવી એમની સ્થિતિ ન્હોતી. એ તો કામરૂદેશના કામણટૂમણથી ભડકયા હતા. અને હરદ્વારથી અમારે કાશી, મથુરાં સર્વ સ્થળે જવું હતું એ બધું જતું કરી મને ઘર ભેળો કરવા ઉતાવળે સીધા અહીં આવી પહોંચ્યા. ”

ઇસરદાન બોલતો બોલતો ઊઠયો એટલામાં નીચેથી એની માતાના શબ્દો સંભળાયા:

“ બેટા, ઇસર ! સૂઈ જાઓ, રાત ઘણી ગઈ છે. ”



એ
ક
સા
થે
બે

## પ્રકરણ ૧૦ મું

સગાં સનેહી ઓર નર, સુખમેં મીલે અનેક,
વિપત પડયાં દુઃખ વાંટ લે, સો લાખનમેં એક.

"માતાજી, રાતે તો કંઈ ન્હોતું."

"ના, કંઈ ન્હોતું."

"ત્યારે આમ એકાએક શું થયું?" ઈસરદાને ખાટલામાં સૂતેલ પિતાના પગનાં તળિયાં પર હાથ ફેરવ્યો.

"શરદી આવી ગઈ લાગે છે."

દેવલબાઈએ સુજા બારોટના ખાટલા નીચે શેક નાંખતાં નાંખતાં સાસુ સામે જોયું.

પ્રાતઃકાળની ઝાલર ઠાકર મંદિરે વાગી એ વખતે આખા ભદ્રેસમાં ખબર પડી ગઈ કે જાત્રા કરી આવેલ સુજા બારોટની તબિયત એકાએક બગડી ગઈ છે.

સુજા બારોટના ખેડૂતો આ સાંભળી ટોળે મળી એના ઘર તરફ ચાલ્યા.

કોઈએ કહ્યું કે, 'લાંબો પટો એટલે રસ્તાનો થાક લાગ્યો હશે.'

બીજાએ મત આપ્યો કે, 'ગંગાજીએ માઝા મૂકી હતી એટલે પાણી ખૂંદી ખૂંદીને સુજા બારોટ ઘેર આવ્યા એટલે હાડોહાડ શરદી પેસી ગઈ છે.'

ત્રીજાએ અટકળ કરી કે, 'હરદ્વારથી ભદ્રેસ આવતાં સુધી રસ્તામાં ક્યાંઈ આરામ લઈ વિસામો ન ખાધો એટલે વૃદ્ધ શરીર પર અસર થઈ આવી.'

ચોથાએ હળવે રહીને સહુના કાનમાં કહ્યું કે, 'ગંગાકાંઠે કામરૂદેશની સુંદરીઓ આવેલી એમાંની એકે ઈસર ઉપર કામણ-ટૂમણ કરેલું. એમાંથી સુજા બારોટ ઈસરને ઉપાડી આવ્યા એટલે કામરૂદેશની એ બાઈએ સુજા બારોટને કંઈ કરી મૂક્યું છે."

આમ વિવિધ પ્રકારની કલ્પનાઓના ઘોડા છૂટ્યા.

"માતાજી, કેમ છે સુજા બારોટને ?" ભદ્રેસના પટેલે ઘરમાં દાખલ થતાં પૂછ્યું.

"હમણાં તો કંઈક ઠીક છે. સૂરજ મારાજ ઊગ્યા એ વખતે સ્થિતિ સારી ન્હોતી."

"ક્યાં છે ?"

"ખાટલો હમણાંજ ઈસરે મેડી પર ફેરવ્યો."

"મેડીએ ચડી શક્યા ?"

"હા, હા, હવે કંઈ વાંધો નથી—એ તો જરા શરદી આવી ગઈ હતી એટલે ગુમસુમ થઈ ગયેલા."

પટેલ બીજા ખેડૂતો સહિત મેડીએ ચડ્યા.

પિતાના ખાટલા આગળ બેસી ઈસિરદાન પિતાનું માથું દાબતા હતા.

પટેલે અને ખેડૂતોએ ઈસિરદાનને નમસ્કાર કર્યા.

"કેમ છે બાપુને ?" પટેલે સુજા બારોટના પગ પર હાથ નાખી ઈસિરદાન સામે જોયું.

"હવે સારું છે. પટેલ, બેસો."

ઈસિરદાને જાજમ પાથરી સહુ ખેડૂતોને બેસાડ્યા.

"આસો બારોટ નથી ?"

"હમણાં સુધી અહીં બાપુને શેક કરતા હતા. હમણાંજ સ્નાનવિધિ કરવા ગયા."

"બાપુને આમ એકાએક શું થઈ ગયું ?" એક ખેડૂતે ઈસિરદાનને સીધો પ્રશ્ન કર્યો.

"કંઈ ખાસ તો માંદગી જેવું નથી પણ પંથ લાંબો હોવાથી શરીર પર અસર થઈ હોય એમ લાગે છે."

"સૂઈ ગયા છે ?" પટેલે પૂછ્યું.

"હા, હમણાંજ જરા જંપ્યા છે."

"તે શું એટલી બધી મોટી રેલ ગંગાજીમાં આવી કે તમારે અહીં આવતાં પાણી ખૂંદવું પડ્યું ?"

"વાત પૂછો માં. અમે હરદ્વાર છોડ્યું એ વખતે ગંગાજીમાં તો પાણીના લોઢ ઊછળતા હતા અને આડે રસ્તે પણ તરામણું તરામણું પાણી થઈ ગયું."

"ગંગાજી એટલે મહાસાગર. આપણને મારવાડમાં રહેનારને એનો ખ્યાલ પણ ન આવે." એક ખેડૂતે અભિપ્રાય આપ્યો.

"તે તમને કંઈ વાહન ન મળ્યું ?"

"વાહન એમાં ચાલી શકે તેમ હતું જ નહિ."

"રસ્તામાં ક્યાંઈ રોકાયા કેમ નહિ ?"

"મારે તો રોકાવાની ખૂબ ઇચ્છા હતી, પણ પિતાજી મારું કહ્યું માન્યા નહિ."

"અરે ભલા ભાઈ, ગોકુળ મથુરાં રસ્તામાં આવે તો જમનાજીનાં પાન તો કરવાં જ જોઈએ." બીજા ખેડૂતે ખેદ બતાવ્યો.

"એ બધી વાત સાચી પણ બાપુને તો સીધું ઘેર આવવું હતું એટલે અમે ટૂંકો રસ્તો પકડ્યો." ઈસરદાને પિતાના મુખ પર બેસતી માંખ ઉડાડી.

"આસા બારોટ કંઈ ન બોલ્યા ?"

"એ પણ પિતાજીના મનના થઈ ગયા હતા."

"ભારે કરી. રમણરેતીની કૃષ્ણલીલાઓ ગાનાર સુજા બારોટને, ત્યાં જવાનું કેમ મન ન થયું ? અરે કામવન, નંદગામ, બરસાના એ બધું જોવા જેવું હતું. કૃષ્ણ કનૈયો જ્યાં રસભર ખેલ્યો, બંસીધરે જ્યાં બ્રહ્મબંસરી બજવી, ગિરધારીએ જ્યાં ગોવર્ધન તોળ્યો, એ વૃંદાવન, એ ગોકુળ, એ નંદજી અને યશોદાનું ગામડું, એ કૃષ્ણલીલાની પુણ્યભૂમિ જોવા જેવી હતી." ખેડૂતોમાંના એક કૃષ્ણભગતે વ્રજનું વર્ણન કરી બતાવ્યું.

"અને એમાં કંઈ ઝાઝો ફેર પડત નહિ. વ્રજભૂમિ અહીંથી ક્યાં છેટી છે ? આ રહી ભલા માણસ. આવો મોકો કોઈ ખૂએ."

"અને ઈસરદાનજી, અયોધ્યા તો તમારા રસ્તામાં જ આવવું જોઈએ ?"

"રસ્તામાં તો ન્હોતું આવતું પણ થોડાક આડ રસ્તા લીધા હોત તો ભગવાન રામચંદ્રજીની જનમભોમકાનાં દર્શન થાત ખરાં."

"શું કહેવું ? મોટા લોકો ભૂલ પણ મોટી જ કરે. જાત્રાએ કંઈ થોડું વારંવાર જવાય છે. જીવનમાં એકાદ વખત આવી તક

મળે એ તક તો જરુર વધાવી લેવી જોઈએ. ભગવાન રામ, લક્ષ્મણ, સીતા જે ભૂમિમાં રહ્યાં હશે એ ભૂમિની ધૂળ પણ યુગ-યુગથી ભાગ્યશાળી ગણાય છે. અને જ્યાં બજરંગ બલી—હનુમાનજી રામની સેવા કરતા હશે એ અયોધ્યા તો કોઈ અજબ ઇતિહાસ-નગરી છે. જ્યાં લક્ષ્મણજી જેવા જતિ વસે, જ્યાં ભરત જેવા ભાઈ તપ કરે તે ભૂમિ તો આર્યાવર્તની અજબ ભૂમિ છે."

"ઈસરદાન જેવા કવિ ત્યાં ગયા હોય તો તુલસીદાસની ચોપાઈઓથી પણ સરસ ચોપાઈઓ લખાઈ જાય." પટેલ વચમાં બોલી ઊઠ્યો.

"ભાઈ, તુલસીદાસજી સાથે આપણી સરખામણી ન હોય. તુલસીદાસજી તો આપણા આ જમાનાના મહાભક્તકવિ છે."

"ઇસરદાન, તમારી શક્તિ પણ કંઈ કમ નથી. તે દિવસે અમને બધાને દુકાળની ભીતિ લાગી હતી અને અમે બધા બાપુ પાસે રડતા આવ્યા ત્યારે તમે અમને આશ્વાસન આપ્યું અને પછી તમારી પ્રાર્થનાથી વરસાદ થયો એ........."

"એ તો પ્રભુની કૃપા; એમાં આપણું........."

ઈસરદાન આગળ બોલે એટલામાં તો સુજા બારોટને ઉધરસ આવી. ઉધરસ સાથે જ શ્વાસમાં ઝીણો ધરડકો સંભળાયો.

વૃદ્ધ પટેલ ધરડકો સાંભળી ઊભો થઈ ગયો.

"ભાઈ, બાપુ હવે ઘડી બે ઘડીના મહેમાન છે." અનુભવી પટેલે ઇસરદાનને ચેતવ્યો.

"માતાજીને ખબર આપું?" એક ખેડૂત હાંફળોફાંફળો થઈ ગયો.

"નહિ, નહિ. મા બહુ નરમ હૈયાનાં છે."

એ ખેડૂતને અટકાવતાં ઇસરદાને પિતાની આંખ્યો તરફ જોયું.

"ભાઈ..................."

પટેલ વધુ બોલે એટલામાં તો સુજા બારોટની આંખ ફરી અને ચપટી વાગે એટલી વારમાં એનો પ્રાણ દેહ છોડી ગયો.

નીચે દેવલબા છાશ વલોવતાં હતાં અને માતાજી ગાય દોતાં હતાં. ઉપરથી એક જણ ઉતાવળે નીચે ઊતર્યો અને ગાયનું છાણુ હાથમાં લીધું.

"શું કરે છે? છાણુ શા માટે લઈ જાય છે?" દૂધની તામડી ખોળામાં લઈ ગાય દોતાં માતાજી થંભી ગયાં.

"બાપુને ઠીક નથી."

વૃદ્ધ ચારણિયાણી બધું સમજી ગયાં. આંખના પલકારામાં જે સ્થિતિમાં એ બેઠાં હતાં એ સ્થિતિમાં એમનો પણ શ્વાસ ઊડી ગયો.






## પ્રકરણ ૧૧મું

વાતું વગતાળીયું, જણ જણ જુજવીયું,
જેવાં જેવાં માનવી, એવી વાતડીયું.

આખાય ભદ્રેસમાં હાહાકાર થઈ ગયો. ઈસરદાનનાં માતાપિતાએ એક સાથે પ્રાણ છોડ્યા એ ખબર આખાય પંથકમાં પવનની પાવડીએ પહોંચી ગઈ.

આજે પાણીશેરડે સ્ત્રીઓ સતીના ધરમની વાતો કરી રહી હતી.

“ જોયું, પતિના મૃત્યુના ખબર સાંભળ્યા અને પ્રાણ ઊડી ગયો.”

“ એનું નામ જ સતી. પતિના મૃત્યુ પછી સતી થનારી સ્ત્રીઓમાં આવી સતી ઉત્તમ પદ પામે છે.”

“ બાઈ, પણ શરીર સાવ સાજું નરવું, નખમાંય રોગ નહિ, અવસ્થા પણ કંઈ બહુ મોટી નહિ અને ગાય દોતાં દોતાં માંચી

પર બેઠાં બેઠાં 'પતિનો સ્વર્ગવાસ થયો' એવા ખબર સાંભળ્યા ન સાંભળ્યા એટલામાં શ્વાસ ઊડી જાય એ પણ નવાઈ ના ?" એક આધેડ ઉંમરની સ્ત્રીએ કૂવામાં ઘડો નાંખતાં નાંખતાં ચર્ચા કરતી સ્ત્રીઓ સામે જોયું.

"સતીના ધરમ જ આવા છે. જળ વિના માછલું જીવી શકે તો જ પતિ વિના સતી જીવી શકે."

"પણ આવો દાખલો તો ક્યાંઈ સાંભળ્યો નથી કે ઉપરથી માણસ છાણ લેવા આવે ને સ્ત્રી ગાય દોતી દોતી સમજી જાય કે પતિએ દેહ છોડી છે, અને એજ વખતે પોતે પણ દેહ છોડે." દાંત રંગેલી એક નવોઢાએ શંકા બતાવી.

"તમે ન સમજો. આજકાલની તમારી બુદ્ધિ પણ કેટલી? સતીના ધરમ તો બહુ મોટા છે. આજે જુગ જુગ વીત્યા તોય સીતા અને સાવિત્રીને આપણે પૂજીએ છીએ તે અમસ્થાં પૂજતાં હશું !?" માથે પાણીની હેલ ઉપાડતાં ઉપાડતાં એક બ્રાહ્મણ સ્ત્રીએ વિણમાગ્યો અભિપ્રાય આપ્યો.

"બાઈ, ચારણ જાત જ ઊંચા પ્રકારની છે. ચારણ જાતિમાં જોગમાયાઓ, જગદંબાઓ અને જગજ્જનની સમી સ્ત્રીઓ પાકી છે. એટલે આ પ્રકારની સતીઓ એ તો ચારણ જાતિની એક વિશિષ્ટતા છે." ભદ્રેસ ગામની ભટાણી ચર્ચામાં ભળી.

"ભાગ્યશાળી ભારે. પતિ સાથે પ્રાણ તજવો, પતિની સાથે સ્વર્ગપ્રયાણ કરવું એ તો પૂર્વજન્મનાં મહાપુણ્ય."

"અરે બાઈ, જેની કૂખે ઈસરદાન પાક્યો એ મા તો હમેશની ભાગ્યશાળી જ ગણાય. ઈસર જેવા પુત્રને નવ માસ પેટમાં રાખનાર માતા એ કંઈ સામાન્ય માતા ન ગણાય. ભલીયું વિનાના ભલા નર ન નીપજે."

"ઈસરદાન કોઈ સામાન્ય આપણા જેવો માનવી નથી હો ! તમને ખબર છે, એ તો આગલા જન્મનો મહાજોગી છે. મારાં મોટાં

સાસુ વાત કરતાં હતાં કે, સમાધગર નામના સાધુએ સુજા બારોટને ઘેર અવતાર લીધો છે."

"એ કેમ બને?" એક જુવાન પાણિયારીએ બેડામાં સીંચણિયું બાંધતાં બાંધતાં પ્રશ્ન કર્યો.

"વાત એમ હતી કે સુજા બારોટને ઘેર કંઈ સંતાન ન્હોતું. આ ભદ્રેસ ગામના બે ભાગીદાર. અરધ ભાગમાં સુજો બારોટ અને આસો બારોટ એ બે ભાઈઓ, અને અરધ ભાગમાં એનો પિત્રાઈ ગેયારદાન હતો. ગેયારદાન ઇર્ષાળુ અને અદેખો હતો. સુજા બારોટને એ ઘણી ઘણી રીતે હેરાન કરતો. એનો ભાગ પચાવી પાડવા એ અનેક પ્રકારનાં કાવતરાં રચતો. પણ સુજો બારોટ તો પ્રભુના ઘરના માણસ એટલે એની સાથે જરાપણ કંકાસ કરેજ નહિ."

"વાત સાચી છે. મારી સાસુએ પણ મને એમજ કહ્યું હતું." એક કણબણ વચમાં બોલી ઊઠી.

"હં, પછી શું થયું?" પાણીની હેલ કૂવા કાંઠે મૂકી પાણિયારી વધુ જાણવા ઇંતેજાર બની.

"પછી એક દિવસ સુજા બારોટ પોતાના બીડમાં ઘાસ કાપવા માટે રાત્રે પોણોસો દાડિયાંને કહી આવ્યા. વહેલા ઊઠી એ દાડિયાં માટે સુજા બારોટે જમવાની રસોઇ કરાવી. સ્હવારે દાડિયાં જેવાં સુજા બારોટને ખેતરે જવા નીકળ્યાં એવો ગેયારદાન આડો પડ્યો, અને દાડિયાંઓને ધાકધમકીથી સુજા બારોટને ખેતરે જતાં અટકાવ્યાં. સુજા બારોટનું ધાર્યું કામ પાર ન પડે એ માટે ગેયારદાન હરહંમેશ આડો પડતો હતો. એ મુજબ આજે પણ ઘાસ ન કપાય અને સુજા બારોટને નુકશાન થાય એને અંગે એણે આ પ્રયત્ન કર્યો અને એમાં એ સફળ થયો. સુજા બારોટને આથી દુઃખ તો બહુ થયું છતાં એણે ગેયારદાન સાથે એ બાબતમાં કંઈ વઢવાડ ન કરતાં સંપૂર્ણ શાંતિ પકડી. પણ બ્રાહ્મણ પાસે

પોણોસો માણસની રસોઈ કરાવી હતી એનું શું કરવું? સુજા બારોટે આ વિષે આસા બારોટને જ્યારે પૂછ્યું ત્યારે એણે જવાબ આપ્યો કે ગામને પાદર એક સાધુની જમાત કાલે સાંજે આવી છે એને બોલાવીને જમાડી દેવી. એ મુજબ સાધુઓની જમાત જમવા આવી. જમાતના મહંત સમાધિગર સાધુ બહુ પ્રતાપી હતા; મહાજોગી હતા. એ જમી રહ્યા પછી સુજા બારોટે હાથ જોડી એ મહાત્માનો આભાર માન્યો. સાધુએ આટલા માણસનું ભોજન આટલી થોડીવારમાં શી રીતે તૈયાર થયું એ વિષે પૂછ્યું ત્યારે સુજા બારોટે ટૂંકમાં કહ્યું કે આ લાભ અમને તો આજે અમારા સંસારીઓના ઝઘડાને લીધે મળ્યો છે. સાધુએ એ બધું વિગતવાર જણાવવાનો સુજા બારોટને ખૂબ આગ્રહ કર્યો. પરિણામે ગેયારદાનજીના દ્વેષની સર્વ વાત જેવી હતી તેવી સુજા બારોટે એ મહંતને કહી. મહંત ગેયારદાનજી પાસે ગયા અને ભાઈઓ ભાઈઓએ લડવું નહિ એવો ઉપદેશ એને આપ્યો. ગેયારદાન સાધુની સામે થયો. એની મશ્કરી કરી. લોકો વચમાં પડ્યા અને સાધુ સાથે ઝઘડો ન કરવા ગેયારદાનને સમજાવ્યો. પણ એથી તો એ વધુ ચડ્યો અને લોકોને કહ્યું કે સમાધિગરમાં જો કંઈ પાણી હોય તો વાંઝિયા સુજાને ત્યાં છોકરો આપે. સમાધિગરે એ કાનોકાન સાંભળ્યું. એ તુરત હેમાળે ગયા અને જોગવિદ્યાથી દેહ છોડી સુજા બારોટને ઘેર પુત્ર તરીકે અવતર્યા."

"એવું બને ખરું?" એક લુવાર સ્ત્રીએ આ વાત સાંભળી શંકા વ્યક્ત કરી.

"આ બન્યું છે ના! ખુદ મારી વડી સાસુએ આ બધું નજરોનજર જોયેલું."

"પછી ગેયારદાનનું શું થયું?" એક વણિક યુવતીએ પ્રશ્ન કર્યો.

"સુજા બારોટને ત્યાં પુત્ર જન્મ્યો તે દિવસથી ઈર્ષા—અગ્નિમાં એ બળવા માંડ્યો. અને ચારે તરફથી એને નુકશાની થવા માંડી. ઈસરદાનને પાંચ વરસ પૂરાં થયાં નહિ હોય એ વખતે ગેયારદાન નિર્વંશ મરી ગયો અને એના ભાગનો ગિરાસ સુજા બારોટને મળ્યો."

"વાત સાવ સાચી છે. આ તો મેં પણ સાંભળ્યું છે." આધેડ ઉંમરની સ્ત્રીએ બોલતાં બોલતાં પાણીની હેલ પોતાને માથે મૂકી.

"અને ઈસરદાનનો જન્મ થયો તે દિવસથી આપણે બધાં સુખી થયાં છીએ. આપણી ખેતી આબાદ થઈ છે, અને આજે તમારા બધાની ડોકમાં સોનાનાં ઝૂમણાં છે એ બધો પ્રતાપ ઈસરદાનના જનમનો છે."

"એ વાત તો સોએ સો ટકા સાચી છે કે ઈસરદાને જ્યારથી આ ભૂમિમાં પગલાં પાડયાં છે ત્યારથી ભદ્રેસનું ભાગ્ય ખીલ્યું છે."

પાણીશેરડે પાણિયારીઓ આ રીતે વાતે ચડી હતી એ વખતે માતાપિતાના અગ્નિસંસ્કાર કરી ઈસરદાન કુટુંબ સહિત ઘેર પાછા આવ્યા.

સહુએ જુવાન ઈસરદાનને આશ્વાસનના શબ્દો કહ્યા. અત્યાર-સુધી ઈસરદાનની આંખ્યોમાંથી એક પણ આંસુ પડયું ન્હોતું. કોઈ વજ્રહૈયાનો પુરુષ હોય એ રીતે ઈસરદાને સંપૂર્ણ સંયમ સાચવ્યો હતો. પણ આસો બારોટ કોઈ રીતે શાંત પડતા ન્હોતા. એ ઘડી ઘડીમાં પોતાનું માથું કૂટતા અને મોટેથી પોક મૂકતા હતા. ભદ્રેસના વૃદ્ધ ચારણો આસા બારોટ સાથે એને ઘેર ગયા અને ઈસરદાન એકલો ઘરમાં દાખલ થયો.

દેવલબાઈને જોતાં જ ઈસરદાને મોં મોકળું મૂક્યું.

દેવલબાઈએ પતિને શાંત પાડવાના વિધવિધ પ્રયત્નો કર્યાં.






## પ્રકરણ ૧૨ મું

ચિંતામેં સુખ પરખિયેં, રોટે પરખ ત્રિયાહ,
સગાં કુવેળા પરખિયેં, ઠાકર ગુન્હો કિયાહ.

"બેટા, તારા !"

"કોણ ?"

"એ તો હું."

"કોણ, પિતાજી ?"

"હા દીકરા. કેમ છે હવે ?"

"ઠીક છે."

"તારા, તું મારી એકની એક પુત્રી છે. મારું સર્વસ્વ તારામાં છે. તું બેઠી થા અને જેવી આનંદમાં હસતી રમતી હતી તેવી હસતી રમતી થઈ જા એટલે મને શાંતિ થાય." વૃદ્ધ પિતાની આંખ્યોમાંથી બે આંસુ પડ્યાં.

" પિતાજી, આ શું કરો છો ? "

" કંઈ નહિ, દીકરા! એ તો સહજ.......... "

" પિતાજી, હું આપને હેરાન કરું છું. આપનો પ્રભુ ભજવાનો આ વખત છે એમાં હું આ રીતે અંતરાયરૂપ થઈ છું એ માટે ક્ષમા માગી લઉં છું. "

" તારા, બેટા! એ બધી વાતો મૂકી દે. તું સાજી થઈ જા એટલે મને સંતોષ થાય. "

પિતાએ પુત્રીના માથા પર પ્રેમભર્યો હાથ ફેરવ્યો.

" પિતાજી, હવે આપ ધારો છો એટલી નબળાઈ મને નથી. આજેજ વૈદ્યરાજ કહેતા હતા કે એક બે દિવસમાં તો હવે હું બહાર નીકળી શકીશ. "

" બેટા, પ્રભુ સહુ સારું કરશે. માધવી પણ થોડા દિવસમાં પાછી આવવી જોઈએ. "

" માધવીના કંઈ ખબર આવ્યા ? " સહજ અધીરાઈથી તારાએ પ્રશ્ન કર્યો.

" હા, ગઈ કાલે જ એક ઘોડેસ્વાર પ્રવાસમાંથી પાછો આવ્યો. "

" શું ખબર લાવ્યો છે ? "

તારાએ પથારીમાં બેઠા થવા પ્રયત્ન કર્યો.

" બેટા, ઉતાવળ કરવા જેવું નથી. બે દિવસ શાંતિથી પડી રહીશ તો સત્વર બહાર નીકળાશે. "

" પણ એ ઘોડેસ્વાર જે સમાચાર લાવ્યો હોય એ આપ મને કહો. "

" જો તારા, ઉતાવળે આંબા પાકતા નથી. અમે સહુ તપાસમાં છીએ. આજે નહિ તો આવતી કાલે પ્રભુ આપણી ધા જરુર સાંભળશે. "

" પણ પિતાજી............"

" એક વાત તારે હવે ગોખી રાખવાની છે કે પ્રભુ જેમ રાખે એમ રહેવું."

" પિતાજી !" આજીજી કરતી હોય એમ તારાએ પિતા સામે હાથ જોડયા.

" બોલો, બેટા !"

" મારી પ્રતિજ્ઞાથી આપ ગુસ્સે તો નથી થયા ને ?"

" એ વાત હવે છોડી દે. હવે તો તને આરામ થાય, તું ધારે તે રીતે ફરીહરી શકે એવી સ્થિતિ તને સત્વર પ્રાપ્ત થાય એજ મારા પ્રયાસ છે."

" ત્યારે શું મને આપ મારો ઇસિર નહિ મેળવી........"

" તારા, તું કહીશ એમ હું કરીશ. અત્યારે એ ચર્ચા હવે તારે કરવાની નથી. વૈદ્યરાજે એ બાબતની સખ્ત મનાઈ કરી છે."

" મારી એક વાત સાંભળશો ?"

" જરુર."

" હું કહું એટલા શબ્દો મને આજે આપ કહો એટલે આવતીકાલે મને આરામ થયો સમજો."

" તને આરામ થતો હોય તો તું કહે તેમ કરવા તૈયાર છું."

" તો પિતાજી..............." તારા બોલતી બોલતી અટકી ગઈ.

" બોલ બેટા, તારા દિલમાં કોઈપણ જાતની મૂંઝવણ ન રહેવી જોઈએ."

" મારી એક જ માગણી છે."

" બોલો."

"આપ એ માગણી સ્વીકારશો તો કોઈપણ વૈદ્યની દવાઈ વિના મને એમ ને એમ આરામ થઈ જશે."

"તને આરામ થઈ જાય એટલા ખાતર તો હું છેલ્લા છ માસથી રાજકાજ છોડી તારી પથારી આગળ જ બેઠો છું."

"તો પિતાજી આપ એક કામ કરો."

"શું ?"

"આપ મને આજે એમ કહી દો કે, ઈસરદાન સિવાય બીજા કોઈ સાથે પરણવાનો આગ્રહ આપ મને હવે પછી કોઈ દિવસ નહિ કરો."

"દીકરી, તારા........."

"પિતાજી !"

"તારી માતા આજે હૈયાત હોત તો હું કેટલો બધો સુખી હોત !" યુદ્ધોમાં સામી છાતીએ ચાલનારો વીર પુરુષ આંખ્યો આડા હાથ દઈ હીબકયો.

"પિતાજી........."

"ભૂલી ગયો, બેટા ! મને કંઈ નથી. તું લેશપણ ગભરાઈશ નહિ." સ્વસ્થ થતાં થતાં એ અનુભવી પિતાએ પુત્રીને શાંત પાડવા પ્રયત્ન કર્યો.

"પિતાજી, હું તમારા દિલની વ્યથા સમજું છું. તમે કાશીના યુવરાજને મારે માટે વચન આપ્યું છે એના મને ખબર છે. પણ હું મારી પ્રતિજ્ઞામાં અચળ છું અને રહીશ."

"બેટા, શાંત થા. તું જેમ રાજી થઈશ એમ હું કરીશ." તારાના કપાળ પર હાથ ફેરવતાં ફેરવતાં આ રાજદ્વારી પુરુષે પુત્રીને શાંતિ આપવા પ્રયત્ન કર્યો.

થોડીવાર સંપૂર્ણ શાંતિ પથરાઈ હોય એ રીતે તારા પોતાનાં નેત્રો મીંચી પડી રહી.

તારા ઊંઘી ગઈ છે એમ માની મણીપુરનો આ સચિવ થોડીવાર બહાર જઈ હૈયું હળવું કરવાને વિચારે ઊઠયો એટલામાં તારાએ નેત્રો ખોલ્યાં.

"પિતાજી, મને બેઠી કરો. મને હવે કોઈ જાતની હરકત નથી."

"વૈદ્યરાજને આજે આપણે પૂછી લેશું અને પછી તું જરુર બેઠી થજે."

"વૈદ્યરાજને પૂછવાની કંઈજ જરુર નથી. આજે હું મારો વૈદ્ય બની છું. મારું દર્દ હું જાણું છું; મારી દવા પણ હું જાણું છું."

"તારા..........."

"નહિ પિતાજી, આજે તો મારે બેઠું થવું જ છે. આપ મને ટેકો આપીને બેઠી કરશો તો બેઠી થઈશ અને નહિ ટેકો આપો તોય હું બેઠી થવાની છું."

"તારા, આવી ગાંડી હઠ હોય!"

"આ હઠ નથી, આત્મવિશ્વાસ છે. જે પુરુષનું હું અહો-રાત્રિ ધ્યાન ધરું છું એ પુરુષનાં મને હમણાંજ દર્શન થયાં. એ પુરુષને આપ સામાન્ય પુરુષ માનશો માં. એની શક્તિ અગાધ છે. સામાન્ય માનવસમૂહો વચ્ચે એવા કેટલાય વિકસિત આત્માઓ હોય છે કે જેને સિદ્ધિ વરેલી હોય છે. મારા એ દિલના દેવની મારા પર કૃપા થઈ છે—એ મને યાદ કરે છે. બસ આજથી મારું દર્દ ગયું."

"તારા, તારા..............."

"પિતાજી, હું ગાંડી નથી થઈ. હું આપ સાથે સંપૂર્ણ શુદ્ધિમાં વાત કરું છું. આપ મને ઉન્માદિની કે ગાંડી માનશો માં."

"દીકરા, તારા! શાંત થા. પ્રભુ સહુ સારું કરશે."

" પિતાજી, આપ ભાગ્યશાળી છો, આપની પુત્રી ભાગ્યશાળી છે કે ભારતના એ મહાન આત્મા સાથે આટલો સંપર્ક સધાયો છે."

" તારા, તું ઓછું બોલ તો હું વધુ રાજી થાઉં."

" આપ ન માનો તો કાંઇ નહિ પણ ઇસિરદાનનાં આજનાં દર્શન બહુ ભવ્ય દર્શન છે. કોઈ મહા સંત, કોઈ મહા ભક્ત..."

મણીપુરનો સચિવ વધુ સાંભળવાને હવે તૈયાર ન્હોતો. એણે ઉતાવળે તાળી પાડી. બહારથી અનુચર દોડતો આવ્યો.

" હમણાં જ વૈદ્યરાજ માટે પાલખી મોકલી એમને સત્વર બોલાવી લાવો."

અનુચર નમસ્કાર કરી ઉતાવળે પગલે બહાર ગયો.

"પિતાજી, આપને લાગે છે કે હું આ બધું ગાંડાઇથી બોલું છું પણ હું આપને ખાત્રી આપું છું કે હું પૂરેપૂરી શુદ્ધિમાં છું. જે ભવ્ય દર્શન પશ્ચિમ ભારતને સાગર કાંઠે મને હમણાં થયાં એ દર્શને મારા સર્વ રોગ હરી લીધા છે."

" તારા, બેટા ! શાંત..."

" પિતાજી, એ ભવ્ય દર્શન......"





## પ્રકરણ ૧૩ મું

**લાજે સંપત પામીએ, લાજે મોટાં માન,**
**લાજ વિહૂણા માનવી, જ્યારા લાંબા કાન.**

**મા**તાપિતાના મૃત્યુની ઈસિરદાન પર બહુ ભારે અસર થઈ.

આસા આરોટે, ભદ્રેસના પટેલે અને બીજા મિત્રોએ એની આસપાસ રોજ બેસી, સાહિત્ય અને કાવ્યની ચર્ચાઓ કરી, એના દિલને લાગેલા માતાપિતાના મૃત્યુના ઘા ભુલાવવા ખૂબ પ્રયત્નો કર્યા. પણ જેટલી અસર દેવલબાની થઈ એટલી અસર બીજું કોઈ ઉત્પન્ન કરી શક્યું નહિ.

"દેવી, શાસ્ત્રકારો કહે છે કે સ્ત્રી–સાધ્વી સ્ત્રી, પુરુષની પ્રસંગે પ્રસંગે માતા પણ બની શકે છે એ તમે સાચું પાડયું."

"મેં કંઈ જ નથી કર્યું. કવિરાજ! તમે આનંદમાં રહો, કાવ્યો લખો અને છંદો ગાઓ. સરસ્વતી દેવી તમારી જીભે છે તો એનો લાભ સહુને આપો એ જોવાના મારા અભિલાષ છે."

"દેવી, માતાજીના અવસાન પછી તમે જાણે બદલાઈ ગયાં હો એમ લાગે છે. પહેલાં તમે વહુવારુ હો એ રીતે રહેતાં અને હવે તમે ગૃહિણી તરીકે ગૃહરાજ્ય ચલાવો છો; ખરું કે નહિ?"

"કોણે કહ્યું? હું તો જે છું તે જ છું. મારા કવિરાજની હું પૂજારણ.............."

"જો પહેલાં તો હું જમવા બેસતો ત્યારે તમે દૂર દૂરથી જોતાં................."

"અને હવે?" દેવલબા સહેજ મીઠું મીઠું હસી.

"હવે તો 'આ ખાવા જેવી ચીજ છે, આ તો તમારે મોઢામાં મૂકવું જ જોઈએ, આ ન જમો તો મારા સમ' આવું આવું તમે કંઈ કંઈ કરો છો."

"તમને એ બધું ઠીક લાગે છે કે નહિ?" પતિપ્રેમે રાચતી દેવલબાએ પ્રશ્ન કર્યો.

"જ્યાં સુધી તમે શાંત હો ત્યાંસુધી બધું ઠીક લાગે છે પણ કોઈ વખત માતાજી કરતાં હતાં એવો પ્રેમનો જુલમ જ્યારે તમે કરો છો..........."

"તમને જ્યારે જુલમ જેવું લાગે ત્યારે 'સ્ત્રી પુરુષની માતા પણ બની શકે છે' એ તમારે યાદ કરવું." બોલતી બોલતી દેવલબા હસી પડી.

"દેવી, હું તમારી સાથે હસું છું એ તો ઠીક પણ એની પાછળ થોડાં દુઃખ પણ મને હેરાન કરે છે એ માટે મારે શું કરવું?"

"કીયાં દુઃખ?"

"માતા પિતા સ્મરણે ચડે ત્યારે એ દુઃખ મારે માટે અસહ્ય થઈ પડે છે."

"એ તો તમે હૈયાના પોચા છો. કવિઓ એટલા બધાય સુકુમાર, હળવા, પોચા........."

"પણ જેને માતાપિતા ન સાંભરે એ માણસને હું માણસ ગણતો નથી."

"સાચી વાત છે. જગતમાં અણમૂલમાં અણમૂલ જે બક્ષિસો પ્રભુએ માનવી જાતને કરી છે એમાંની એક બક્ષિસ તે માતાપિતા."

"તો પછી એ માતા પિતાને કેમ ભુલાય?"

"ન ભુલાય–પણ ભૂલ્યા વિના આપણે જીવી શકીએ નહિ. એક વૃદ્ધ માતા હોય, એનો એકનો એક વીસ વર્ષનો જુવાન પુત્ર મરી જાય તો પણ એ ડોશીએ એ વાતને વિસારે પાડવી પડે છે."

નાના પુત્રને જેમ માતા ફોસલાવે એ રીતે દેવલબાએ ઈસરદાનને ફોસલાવવા પ્રયત્ન કર્યો.

"દેવી! દુ:ખનું ઓસડ દિવસો."

"એ વાત પણ સાચી સ્વામીનાથ! પણ બીજું કોઈ દુ:ખ તો નથી ના?"

"એક દુ:ખ રોજ ડંખ મારી રહ્યું છે."

"કીયું દુ:ખ?"

"હિમગિરિની તળેટીમાં મૂર્છાવસ્થામાં મૂકેલી તારાનું."

"તમે કહેતા હો તો આપણે બન્ને એની શોધમાં નીકળીએ."

"દેવી, એનું શું થયું હશે? દિવસો ગયા, મહિના ગયા અને હવે વર્ષોય જશે."

"પ્રભુ એની મનોકામના પૂર્ણ કરે."

"એવું ન બોલો, દેવી ! પ્રભુ એને શાંતિ આપે એમ કહો."

"કેમ ?"

"એની મનોકામના તો તમે જાણો છો. અને તમે સાથે સાથે એય જાણો છો કે એની એ મનોકામના કોઈપણ રીતે પૂર્ણ થઈ શકે તેમ નથી."

"પૂરી કરવી એ તમારા હાથમાં છે. તમે ધારો તો પૂરી કરી શકો."

"શી રીતે ?"

"એમને......"

"દેવી, હિમાચળ આખોય નાશ પામે તોય સાચો પુરુષ પોતાની પત્ની સિવાય બીજી સ્ત્રીઓને મા-બેન સમાન ગણે છે."

"તો પછી એ બિચારી સ્ત્રીનો શું વાંક ? એને પત્ની-પદ આપો."

"જેમ આર્ય સ્ત્રી, જીવનમાં એક જ વાર લગ્ન કરી શકે છે એ મુજબ આર્ય પુત્ર પણ એકજ વાર પરણી શકે છે."

"એવા પુરુષો કેટલા ?"

"બહુ થોડા, પણ છે તો ખરાજ."

"અને એમાંના એક તે મારા કવિરાજ." દેવલબાએ દેવ-માળા કરવા પાસે પડેલી ફૂલછાબમાંનું એક ફૂલ ઈસરદાન પર ફેંક્યું.

"દેવી, તમે કોઈ અજબ સ્ત્રી છો."

"મારામાં તમે અજબ જેવું શું જોયું ?"

"કોઈ વખત તમે ફૂલ જેવાં સુકુમાર લાગો છો તો કોઈ વખત તમે રણમાં રાક્ષસોને રોળતી ચંડિકા જેવાં ઉગ્ર બનો છો; કોઈ વખત તમે અપ્સરાઓને ભુલાવે એવાં સૌંદર્યભીનાં દીસો છો તો કોઈ વખત તમે મહાભક્ત સમાં ભક્તિશાળી જણાઓ છો..."

"એ તો જેવી દૃષ્ટિ તેવી સૃષ્ટિ. તમે કવિ છો. જુદી જુદી આંખે તમે જગતને જુઓ એટલે જગતનાં સ્વરૂપ પણ તમને જુજવાં જ લાગે."

"દેવી, તમે ન હોત તો હું માતાપિતાના વિયોગે જીવી..."

"એમ ન બોલો. તમે તો બહુ મોટા પુરુષ છો. ગઈકાલે એક વૃદ્ધ બ્રાહ્મણ આવ્યો હતો એ કહેતો હતો કે તમે તો મહા-પુરુષ છો."

"બ્રાહ્મણો તો એમ કહ્યા જ કરે." ઈસિરદાને વાત ઉડા-વવાના પ્રયાસ કર્યા.

"બ્રાહ્મણોનાં વચન એમ અવગણવા જેવાં નથી. એમણે તો બહુ સારી સારી વાતો કરી."

"એજ બ્રાહ્મણોની કલા."

"કલા કે વિદ્યા ?" દેવલબાએ પતિને પ્રશ્ન કર્યો.

"વિદ્યા તરીકે જ્યોતિષ સાચું છે. એની ગણતરી જેને આવડતી હોય એને માટે એ એક પ્રકારની કલા છે. જુઓ મને હરદ્વારમાં એક સાધુએ જ્યોતિષને લગતું એક જૂનું શાસ્ત્ર આપ્યું છે એ તમને દેખાડું."

ઈસિરદાન જ્યાં જૂનાં હસ્તલિખિત પુસ્તકો પડ્યાં હતાં ત્યાં ગયો. એક ઢગલામાંથી જૂનું પુસ્તક ઉઘાડયું અને જેવાં એનાં પૃષ્ઠ ખોલ્યાં કે આંગળીયે વીંછી ચોંટી રહ્યો.

"દેવી, વીં...છી !"

"ક્યાં છે ?"

"ક્યાં છે શું, આંગળીએ ફટકાવ્યો."

"કરડ્યો ?"

"હા...હા...અરેરેરે...જો આ કાંડા સુધી ચડ્યો."

"હું હમણાંજ પાલો બાંધી મટાડી દઉં."

"અરે પણ વેદના બહુ ભારે...અરરર......ઓય...રે."

"તમે તો બહુ જ પોચા. વીંછી કરડે એમાં આટલી બધી બૂમો!?"

"અરેરે...રે......મારાથી હવે...ખમાતું નથી...ઓય...રે. આ તો બહુ ભયંકર........"

"વીંછી કરડયો એમાં આટલી બધી ધાલાવેલી!?" દેવલબા પાલો વાટતી વાટતી હસી.

"મને વેદના થાય છે અને તમે હસો છો. તમને કરડયો હોય તો ખબર પડે કે વીંછીની વેદના કેવી છે."






## પ્રકરણ ૧૪ મું

જેસી પીછું ઊપજે, એસી આગું હોય,
આણંદ કે કરમાણુદા, એનું કાજ ન બગડે કોય.

**વીંછીની** વેદના ઇસરદાનને ભારે લાગી, અને દેવલબાએ એ વખતે ઇસરદાનની નબળાઈ ઉપર હાસ્ય કર્યું એ ઇસરદાનને બરાબર યાદ રહી ગયું હતું.

આજે વરસાદનો ડોળ થયો, આભમાં મે ગડેડયો અને વીજ ઝબૂકી એ વખતે ખેતરેથી પાછા ફરતાં ઇસરદાનને કંઈક યાદ આવ્યું હોય એ રીતે એણે ખેડૂતને બોલાવ્યો:

"વાઘા, એક વીંછી પકડી લાવજે."

"વીંછી!?" વાઘે આશ્ચર્યપૂર્વક પોતાના માલિક સામે જોયું.

"હા, નાનકડો એવો વીંછી પકડી, દેવી ન જાણે એવી રીતે ઘેર આવી ગોળા ઢાંકણામાં દાતણ સાથે મૂકી દેજે."

"કેમ.. ...?"

"કંઈ પૂછીશ નહિ, એ તો સહેજ મઝા કરવી છે."

"ભલે."

"જો દેવીને ખબર પડવી ન જોઈએ."

"પણ વાધા !"

"જી."

"વીંછી બહુ મોટો પકડીશમાં હો. નાનકડો હશે તો ચાલશે."

વીંછીની વેદના તો વીંછી કરડ્યો હોય એ જાણે એ પ્રકારના વિચારમાં ને વિચારમાં ઈસરદાને ઘેર આવી હમેશ મુજબ વાળુ કર્યું.

વાળુ કરીને રાત્રે દેવલબા અને ઈસરદાન એકલાં મેડીની અગાસી પર રોજ બેસતાં.

નિયમ મુજબ દેવલબા જમીને ઉપર આવી.

"દેવી, મારું તો મન થાય છે કે એક વખત દ્વારકાધિશનાં દર્શન કરી આવું."

"મને સાથે લેશો ના ?"

"સાથે લઈ જવામાં કંઈ વાંધો નથી પણ બહુ દૂર......"

"એમાં દૂર ને પાસે કંઈ ગણવાનું નથી. ગરથ ગાંઠે, વિદ્યા પાઠે અને સ્ત્રી સાથે એ ડાહ્યા પુરુષોની વાણી પ્રમાણે માનવી વરતે તો કોઈ દિવસ દુઃખી ન થાય."

"તો ભલે તમે પણ સાથે આવજો."

"ક્યારે જશું ?" દેવલબાએ ઝબકતી વીજળીમાં પતિ સામે નયનો માંડ્યાં.

"હમણાં તો 'આભાં ગડે ને વીજાં ઝબે, મોરાં કરે મલ્હાર જગ બધું જીવાડવા આવ્યો મેહ ઉદાર,' એ વર્ષાઋતુમાં તો પ્રવાસે

ગયા હોય એ પણ ઘેર પાછા ફરે છે એટલે આપણે હમણાં તો નહિ જઈ શકીએ." ઈસરદાને ગડગડતા આભ સામે જોયું.

"હમણાં તો જવાયજ નહિ પણ આ વખતનો અન્નકૂટ આપણે દ્વારકાધિશમાં કરીએ." દેવલબાએ પોતાના દિલની ઇચ્છા જણાવી.

"ભલે, તમારી ઇચ્છા એ મારી ઇચ્છા......"

આકાશમાં મેઘગર્જના જામી.

"દેવી, જોયું ?"

"શું ?"

"રામ અને લખમણ દડુલીયે રમે છે."

હુડુડુડુડુ કડાકો થયો, પછી આકાશ ફાટયું અને ચારે તરફ વીજળીએ ઝબકારા શરૂ કર્યાં.

ઈસરદાનના કવિ હૃદયમાં પણ પ્રભુદર્શનના ઝબકારા થયા.

"દેવી, વર્ષાનું આગમન એ પ્રભુદર્શનનો હેલો છે."

"સાચી વાત. મને તો વર્ષા બહુ જ ગમે."

"તેમાંય અષાઢ માસ, ખરું કે ?" હસતાં હસતાં ઈસરદાને દેવલબા સામે જોયું.

વીજ ઝબૂકી—ફરીવાર ઝબૂકી.

"દેવી, જુઓ તો ખરાં, પ્રભુની લીલા !"

"પ્રભુની લીલા અજબ છે. આંખના પલકારામાં સૂકી ધરતીને લીલી બનાવવી હોય તો પ્રભુજ બનાવી શકે છે."

ગડેડાટી વધી, વીજળીના ઝબકારા વધ્યા અને મારવાડની સૂકી ભૂમિ પર વરસાદ ત્રાટકયો.

વરસાદનું જોરદાર ઝાપટું આવતાં ઈસરદાન અને દેવલબા ઘરમાં ગયાં.

સૂતા પછી સ્વપ્નામાં દેવલબાને દ્વારકાધિશનાં દર્શન થયાં. સોરઠનો સાગરકાંઠો દેખાયો. સોરઠી ધરાનાં માનવીઓ દેખાયાં. એ આખી રાત પોતે સોરઠમાં ગાળી અને રોજના નિયમ મુજબ પ્રાતઃકાળે વહેલાં ઊઠતાં એની આંખ્યો આગળ સોરઠાધિશ શ્રીકૃષ્ણ રમી રહ્યા.

ઇસરદાન ઊઠે કે તુરત રાતના સ્વપ્નામાં જોયેલ સોરઠ દેશનું વર્ણન કરવા દેવલબા આતુર બની. આતુરતામાં ને આતુરતામાં એણે દાતણ લેવા ગોળા ઢાંકણામાં હાથ નાખ્યો. વાઘો રાત્રે ઇસરદાનના કહેવા મુજબ ચુપચુપ વીંછીને આ ગોળા ઢાંકણામાં મૂકી એના પર એક ઢાંકણું ઢાળી ગયો હતો. આખી રાત પોતે કેદમાં રહેવાથી વીંછી બહુ તીખો થયો હતો. દેવલબાનો હાથ ઢાંકણામાં પડતાં જ વીંછીએ એને ફટકાવી.

"ઓય...મા..."

દેવલબાની ચીસ સાંભળી ઇસરદાન જાગ્યો અને ઢોલિયા પરથી કૂદકો મારી ઉતાવળે નીચે ઊતરી રાંધણિયા તરફ દોડ્યો.

"શું થયું–દેવી! દેવી!!"

"અરેરે–વીંછી......"

"એ તો દેવી વીંછીની વેદના!!" ઇસરદાન હસી પડ્યો.

ચતુર ચારણિયાણી ઇસરદાનના હાસ્યનો મર્મ સમજી ગઈ.

હિંમત એકઠી કરી ગોળાઢાંકણું હાથમાં લઈ એણે વીંછીને જોયો.

"કવિરાજ, રામરામ........"

"અરે દેવી........"

"કવિરાજ, જોયું? આ તો ઠાકરિયો વીંછી છે. એ કરડે એટલે પ્રાણ જ જાય."

"પણ મેં તો વાઘાને નાનકડો બીજી......"

ઈસરદાન ગભરાયો.

"નાનકડો છે પણ ઠાકરિયો છે. કવિરાજ કંઈ ફીકર નહિ. પ્રભુની એવી જ ઇચ્છા હશે."

"પણ દેવી, મેં તો મશ્કરી કરવા ખાતર બે ઘડી તમારી સાથે મજા કરવા........"

"થયું, કવિરાજ. હવે બોલ્યું ચાલ્યું માફ કરજો."

"પણ આમ ન બને. મને એકલો મૂકીને આમ ન જવાય."

"શું થાય. હવે તો જીવ હમણાં ઊડી જશે."

"દેવી! દેવી!! મારી ભૂલ થઈ, મેં મૂર્ખાઈ કરી... ક્ષમા......"

"ભક્તરાજ, આપ તો મારા શિરછત્ર છો. મને આપ આશીર્વાદ........."

"નહિ દેવી, તમારા વિના હું મરું......"

"એ ન બને."

"તો આ પણ ન બને." ઈસરદાને દેવલબાના નેત્રમાં પોતાનાં નેત્રોનું તેજ મેળવ્યું.

"કવિરાજ જાઉં......"

"એ ન બને-દેવી!"

"તો એમ કરો."

"શું?"

"હું પાછી સોરઠમાં અવતરીશ. મને સોરઠમાં મળજો. આપણે ફરી પાછાં પરણશું."

"દેવી......"

“ જય સોરઠાધિશ......”

“ દેવી...દેવી...આ હું શું સાંભળું છું.”

“ જરાય મુઝાઓ માં. આપણે બન્ને એક છીએ.”

“ પણ મેં આ શું કર્યું ? હાથે કરીને...”

“ મારા દેવ ! દુઃખી થાઓ માં. દેવલબા તમારી છે અને આવતે જન્મે પણ તમારી થશે...ચાલો જય પ્રભુ ! !”

“ પણ દેવી, તમને હું ક્યાં શોધું ?”

“ મને...મને...હાલાર દેશના નગરે-તુંબેલ ચારણને ત્યાં હું શરીર લઈશ...જય દ્વારકાધિશ...ત્યાં મળશું...જરુર મળશું. જયદેવ...”

બોલતાં બોલતાં દેવલબાઈનો જીવાત્મા સ્થૂલ શરીરનો ત્યાગ કરી ચાલ્યો ગયો.






## પ્રકરણ ૧૫ મું

વહેતાં પાણી નિર્મળાં, બંધીલાં ગંધીલાં હોય,
સાધુ તો ભમતાં ભલાં, એનું કાંજ ન બગડે કોય !

**ભદ્રેસ** ગામને પાદર આજે દેવલબાની સોનલા વરણી ચેહ પ્રગટી. આખાયે ગામમાં હાહાકાર થઈ ગયો.

વીંછીના કરડવાથી ભાગ્યે જ કોઈનું મૃત્યું થાય છે. દેવલબા ભદ્રેસ ગામની દેવી ગણાતી. સર્વ વર્ણ અને સર્વ જાતના લોકો ગૃહે ગૃહે આજે દેવલબાને કરડેલ વીંછીની જ વાતો કરતાં હતાં.

ઈસરદાન દિગ્મૂઢ જેવો પોતાની મૂર્ખાઈ પર આંસુ પાડી ચેહમાં ભડભડ બળતા દેવલબાના દેહ તરફ જોઈ રહ્યો.

માતાપિતાના મૃત્યુ પછી દેવલબાએ ઈસરદાનના જીવનને બહુ કલાથી, પ્રેમભાવથી પ્રફુલ્લિત રાખવા પ્રયત્ન કર્યો હતો. આજે પ્રસંગે પ્રસંગે માતાના ભાવ બતાવનાર એ સ્ત્રી, પોતાની એક જ ભૂલથી પોતે ગુમાવી એ માટે ઈસરદાન બહુ પસ્તાયો.

સહુ દેવલબાઈના ગુણ આજે સંભારતાં હતાં. કઠોરમાં કઠોર હૃદયનો માનવી પણ આજે દેવલબાનું મોત સાંભળી ગળગળો થઈ જતો.

ભદ્રેસમાં હવે ઈસરદાનનું કોઈ રહ્યું નહિ. આસો બારોટ અને ઈસરદાન એ બે કાકા ભત્રીજો નાનપણથી સાથે જ રહેલ એટલે મિત્રો જેવી પ્રીતિ બન્ને વચ્ચે બંધાઈ હતી.

ઈસરદાને સ્મશાનેથી ઘેર આવી આસા બારોટને પોતાની મૂર્ખાઈની સર્વ વાત કરી હૈયાનો ભાર હળવો કર્યો.

“ઈસર, પ્રભુના સંકેત કંઈ જુદા હશે. તું ધીરજ રાખ.”

“કાકા, પણ મેં હાથે કરીને પીરસેલ થાળી ઠેલી.”

“એ તો જે કાળે જે બનવાનું હોય છે એ બને છે જ. ‘લખ્યા જે વિધિકા લેખ તામેં નહિ મીન મેખ.’”

આસા બારોટે અનેક પ્રકારે ઈસરદાનના મનનું સાંત્વન કર્યું.

પોતાનું પ્રિય પાત્ર જતાં ઈસરદાનનું દિલ ભદ્રેસમાંથી ઊઠી ગયું.

“કાકા, હવે તો મારવાડમાં મારો એક દિવસ એક વર્ષ જેવડો જાય છે.”

“ત્યારે શું કરશું ?”

“તમે સાથે આવો તો આપણે સોરઠ દેશમાં જઈ સોરઠાધિશનાં દર્શન કરી આવીએ.”

આસા બારોટે ઈસરદાન મારવાડમાં રહે એ માટે એને સમજાવવામાં બાકી રાખ્યું નહિ. પોતે એની સાથે જમે, બેસે, ઊઠે, સૂએ એમ ચોવીસે કલાક ઈસરદાનની સાથે રહી દેવલબાનો વિયોગ એને ન લાગે એ માટે પોતાથી બનતું સર્વ કર્યું.

“ઈસર, તારે માટે રતનુ ચારણને ઘેરથી માગું......”

"કાકા, આજે બોલ્યા પણ ફરી કોઈ દિવસ બોલશો નહિ."

"ઈસર, દેવલબા રત્નુ ચારણનાં પુત્રી હતાં—એજ કુટુંબની કન્યકા..."

"ભૂલી જાઓ એ બધો ઈતિહાસ. કૃપા કરી મને મારો માર્ગ નક્કી કરવા દો."

ભદ્રેસ ગામના મોટેરાઓએ, ઈસરદાન જુવાન છે, પરણ્યા વિના નહિ ચાલે, આજે નહિ તો આવતી કાલે લગ્ન તો કરવું જ પડશે, આવી આવી ઘણી વાતો આસા બારોટ સમક્ષ મૂકી. પણ આસો બારોટ ઈસરદાનના દિલને વાંચી ચૂક્યો હતો એટલે એ ચૂપ રહ્યો.

જેમ જેમ વખત વીતતો ગયો તેમ તેમ રત્નુ ચારણ અને બીજી શાખાના ચારણો આસા બારોટને આંગણે માગાં લઈને આવવા માંડ્યા.

ફરી એકવાર આસા બારોટે ઈસરદાનને ચકાસી જોયો.

"કાકા, તમારે મારી પાસેથી ખરી વાત સાંભળવી છે?"

હાલારમાં તુંબેલ ચારણને ત્યાં દેવલબા પોતે જન્મ લેશે, એ મૃત્યુ પહેલાંની દેવલબા સાથેની સર્વ વાત જે રીતે બની હતી એ રીતે ઈસરદાને કંઈ પણ છુપાવ્યા વિના આસા બારોટને કહી સંભળાવી.

રોજ સ્હવારે કોઈને કોઈ માગું લઈને આવ્યું જ હોય, એ સ્થિતિ ચાલુ રહેવાથી ઈસરદાન અને આસો બારોટ ભદ્રેસ છોડી ગિરિનારની યાત્રાએ નીકળ્યા.

પહેલે જ દિવસે બે સાધુઓ સામે મળ્યા.

"મહારાજ, ક્યાંથી પધાર્યા?" આસા બારોટે પ્રશ્ન કર્યો.

"ગિરનારજીની યાત્રાએ ગયા હતા."

"કેમ છે એ પ્રદેશ?"

"અરે એની તે શી વાત કરવી? સાક્ષાત શ્રી કૃષ્ણે જે પ્રદેશને પોતાનો કર્યો એ પ્રદેશનાં વર્ણન શાં કરવાં?"

"આપે તો મહારાજ ઘણું જોયું હશે એટલે આપ કહો એ ખરું ગણાય!"

"તમારે ક્યાં રહેવું?"

"રહીએ છીએ તો અહીં મારવાડમાં. આજે ભદ્રેસથી આવીએ છીએ."

"આમ ક્યાં સુધી?"

"ગિરનાર જશું અને ત્યાંથી દ્વારકાધિશને દર્શને જવા વિચાર છે."

"કેવા છો?"

"ચારણ છીએ."

"ચારણ!?"

"હા."

"તો તો દ્વારકાથી વળતાં નગર જરુર જજો. જામરાવળ નામનો રાજા કાવ્ય અને કવિતાનો મહા પોષક છે."

"આપ ગયા હતા કે?"

"હા, હા. હું જાતે ત્યાં બધું જોઈને આવું છું. પિતાંબર ભટ્ટ નામના વિદ્વાન પંડિત જામરાવળના દરબારના મુખ્ય પુરુષ છે. કવિઓની કવિતાની કદર કરી એમને ગામ ગિરાસ આપવાનું સર્વ કાર્ય પિતાંબર ભટ્ટ કરે છે. તમે જરુર જજો. ઘણા ચારણોને ઘોડાંનાં દાન જામરાવળે દીધાં છે."

"સોરઠ દેશ આપને કેવો લાગ્યો?"

"એના જેવો રળિયામણો દેશ અમે એકેય જોયો નથી. ગિરિરાજ ગિરનાર જેવો પુરાણ પ્રસિદ્ધ પર્વત જ્યાં ઊભો હોય એ પ્રદેશનાં વર્ણન કેટલાં કરવાં ? પર્વતો, નદીઓ, સાગર, વનશ્રી એ બધું સોરઠને આંગણે પ્રભુએ એકસામટું એકઠું કર્યું છે."

"બીજી કંઈ ખાસ વિશિષ્ટતા ?" ઇસરદાને સાધુ પાસેથી ખાસ કંઈ જાણવાનું મળે એ દૃષ્ટિએ પ્રશ્ન પૂછ્યો.

"સોરઠની વિશિષ્ટતા અજબ છે. હિરણ નદીને કાંઠે ગીરમાં નૃસિંહ અવતાર થયો, ત્યાંથી થોડે દૂર વારાહ સ્વરૂપમાં વારાહ અવતાર, વામનસ્થળીમાં વામન અવતાર...એમ જ્યાં પ્રભુએ જુદા જુદા અવતાર લીધા એ ભૂમિ માટે જેટલું કહું તેટલું ઓછું છે."

"મહારાજ, હવે આમ પાછા..."

"રૂષિકેશ સુધી જવાનો વિચાર છે."

"એક વાત પૂછવાની હું ભૂલી ગયો." આસા બારોટે કંઈક યાદ આવ્યું હોય એ રીતે એ સાધુ સામું જોયું.

"ખુશીથી પૂછો."

"જામરાવળનું નગર જ્યાં છે એ પ્રદેશ કીયા નામથી ઓળખાય છે."

"હાલારનું પાટનગર એ જ નગર."

"તો તો ત્યાં જશું જ."

"જરુર જજો. તમારા ચારણોનું તો નગર આજે ધામ થઈ પડ્યું છે. અને કવિરાજ, નગરના પાદરમાં રંગમતી અને નાગમતી બે નદીઓ છે. નગરની શોભા એથી ઓર વધે છે. જરુર જજો."

"એ તો ઠીક પણ ગિરનારનો રાજા કેવો છે ?"

"એ પણ જોવા જેવો છે. એ પણ અજબ પુરુષ છે. એનું નામ તો છે રા' માંડલિક પણ રોજ ગંગાજળથી સ્નાન કરે છે એટલે આખાય પંથમાં 'ગંગાજળિયો 'ના નામથી ઓળખાય છે."

"મહારાજ, તમે તો એ પ્રદેશના ભારે ભોમિયા થઈ ગયા લાગો છો !"

"અરે એક નામ હજુ કહેવાનું ચૂકી ગયો."

"કોનું ?"

"રા' ગંગાજળિયાના રાજ્યમાં નરસી મેતા નામનો નાગર ભક્ત-કવિ મળવા જેવો છે."






## પ્રકરણ ૧૬ મું

સાંસા મત કર, મૂરખા, શિરપર હૈ કિરતાર,
વોહી સારે જગતકા, સાંસા મેટણહાર.

“સારાય ગિરિનગરમાં સાદ પડાવો કે સહુને માટે આપણું રસોડું ખુલ્લું છે.”

“પણ એનો તો ગેરલાભ ઘણા લોકો લેશે.”

“એ જે થવું હોય તે થાય...........”

“પણ આમ રસોડું સહુને માટે ખુલ્લું મૂકવાનું કારણ?”

“ગોવિંદસિંહ, તમે એમાં ન સમજો.”

“પણ..............”

“પણ બણ કંઈ નહિ. હું કહું તેમ કરો?” તારાએ મોટે સાદે હુકમ કર્યો.

"તારાને ગુસ્સે થયેલી જોઈ બીજા ઓરડામાંથી માધવી દોડી આવી.

"ગોવિંદસિંહ, તારાબ્હેન કહે એ પ્રમાણે કરો."

"માધવી, પિતાજીએ આ માથાફોડિયો શા માટે સાથે મોકલ્યો હશે? વાતવાતમાં એ પ્રશ્નો પૂછ્યા જ કરે, જાણે કેમ એના ઘરમાંથી એને કોથળી છોડવી પડતી હોય!" તારા તિરસ્કારથી હસી.

"બહેન, તમને અહીંનાં હવાપાણી અનુકૂળ આવે છે ને?" માધવીએ વાત ફેરવવાનો પ્રયત્ન કર્યો.

"અહીં તો મને બહુ જ ગમે છે. આ રૈવતાચળના દર્શનથી જ મારામાં પ્રસન્નતા આવતી જાય છે."

"આ પ્રદેશ આખોય સરસ છે. થોડા દિવસ પછી તમે કહેશો તો આપણે પ્રભાસ પણ જઈ આવશું."

"હમણાં તો માધવી, અહીંથી બીજે ક્યાંઈ જવું નથી."

"જેવી તમારી ઇચ્છા."

"માધવી, જો તારે એક કાળજી રાખવાની છે."

"શેની?"

"આપણે રસોડે જ્યારે સ્હવારે સાધુ સંતો, યાત્રીઓ, પરદેશીઓ અને બીજાં માણસો જમવા આવે ત્યારે તારે ત્યાં ખાસ જવું."

"ભલે."

"પણ શા માટે જવું તે તું સમજી?"

"એમાં કોઈ દિવસ પ્રભુ આવી જાય–ખરું ને?" માધવી હસી.

"હા, પિતાજી એક દિવસે કહેતા હતા કે પંખીને રોજ ચણ નાખો, કોઈક દિવસ પ્રભુ પોતે પંખી રૂપે આવશે."

" સાચી વાત છે."

" પણ માધવી..........."

" કેમ ?"

" તારે એક બીજું પણ લક્ષમાં રાખવાનું છે."

" શું ?"

" ઈસરદાન આવે..........."

" એ હું જાણું છું. તમે એ માટે કોઈ રીતે ફીકર કરશો નહિ. જેવા એમને હું જોઈશ કે તુરત તમને ખબર આપીશ."

" જો માધવી, તું એક બીજું પણ કામ કરજે."

" બોલો."

" સીમાડે સીમાડે આપણા માણસો ગોઠવાઈ જાય અને સહુને ખબર આપે કે ગિરનારની તળેટીમાં સહુ યાત્રીઓ માટે મફત રસોડું ચાલે છે."

" એ ગોઠવણ તો મેં વાલચંદ સાથે કરી છે જ."

" એ વાલચંદ હુશિયાર વાણિયો છે. હું એમને મોટું ઇનામ આપીશ."

" હવે તમે એક વાત મારી સાંભળો."

" શું ?"

" તમારે આ બધી માથાકૂટમાં પડવાનું કંઈ જ કારણ નથી. હું અને માધવી ગોવિંદસિંહ દ્વારા બધું કામ કરાવી લેશું."

" એ ગોવિંદ મને જરાપણ ગમતો નથી."

" તો એને પાછો મોકલી દઈએ." માધવીએ ટૂંકે પતાવ્યું.

" એકદમ પાછો મોકલશું તો પિતાજીને કદાચ ઠીક નહિ લાગે."

"એ વાત પણ સાચી છે. આપણે બહુ દૂરના દેશમાં આવ્યાં છીએ. એવો એક માણસ સાથે હોય તો કોઈ વખત ઉપયોગી થઈ પડે." માધવીએ તારાને સમજાવી.

તારાના પિતાએ વૈદ્યની સલાહથી તારાને ગિરનાર તરફ હવાફેર માટે મોકલી હતી. ઇસિરદાન સિવાય તારાએ બીજા પુરુષને ભાઈ બાપ ગણેલ હોવાથી એના પિતાએ એના લગ્નની આશા છોડી હતી. છતાં આશાનો તંતુ જ્યાં સુધી અખંડ હોય છે ત્યાં સુધી માનવી છેવટ સુધી એ તંતુને વળગી રહે છે. અને એને પરિણામે એણે ગોવિંદસિંહ નામના એક જાગીરદારના પુત્રને શોધી કાઢ્યો. તારા જ્યાં જાય ત્યાં સાથે જવાનું કામ એને સોંપ્યું. તારાના મગજ પર હજુ અસર હોવાથી એના પિતાએ ગોવિંદસિંહને ખાનગીમાં સમજાવી દીધો હતો કે કોઈ દિવસ તારા એનું અપમાન કરી બેસે તોપણ એણે એ બાબત ગણકારવી નહિ અને ધીમે ધીમે તારા પર કંઈ સારી અસર પડે એવા પ્રકારે રહેવું.

બહુ લાંબા પ્રવાસથી ગોવિંદસિંહ કંટાળી ગયો હતો. એ સ્વતંત્ર મગજનો હોવાથી એને તારાનું વર્તન અનુકૂળ ન આવ્યું.

માધવી ગોવિંદસિંહની સ્થિતિ સમજી ગઈ હતી. એ એને વખતે વખતે તારાની સ્થિતિનો ખ્યાલ આપતી અને તારા કંઈ બોલે તો એમાં લેશપણ ખોટું લગાડવું નહિ એવી ભલામણ કરતી.

આજે ગોવિંદસિંહે પોતાનું અપમાન થયું માની પોતાના દેશમાં પાછા ફરવાની તૈયારી કરી.

સૂર્યનારાયણે અસ્તાચળે આરામ લીધો.

તારાને સંપૂર્ણ રીતે આરામ મળે એ માટે માધવી અને વાસંતી ખાસ કાળજી રાખતાં.

જ્યારથી ઈસરદાનનું પ્રકરણ ઊભું થયું ત્યારથી તારાએ સંગીત, સાહિત્ય અને કલાને દેશવટો આપ્યો હતો. એક પણ દિવસ વાસંતી કે માધવીને જો વીણાગાન વિના વીતે તો એ બન્નેને એ દિવસ એક વર્ષ જેવો લાગતો. છતાં તારાએ એ બધું છોડયું ત્યારથી આ બન્નેએ દરેક પ્રકારના રંગરાગને તિલાંજલી આપી હતી.

ગિરિનગર આવ્યા પછી માધવીએ, તારા પાછી સંગીત તરફ વળે એવા પ્રયાસ ધીમે ધીમે કર્યા અને એમાં અમુક અંશે એ સફળ પણ થઈ.

બે દિવસથી તારા રાત્રે સૂતા પહેલાં વાસંતી પાસે વીણા સાંભળતી.

રાત્રિનું ભોજન લઈ વાસંતી અને માધવી તારા પાસે બેઠાં.

"તારા બહેન, વીણા છેડું."

"આજ તો વાસંતી, મને કંઈ ગમતું નથી."

"તો એમ કરો, તમે સૂઈ જાઓ. હું અને વાસંતી વીંઝણો લઈ તમારી પાસે બેસીએ." માધવીએ ઊઠીને વીંઝણો હાથમાં લીધો.

ગિરનારી પવનની લહેરોમાં તારાનાં નેત્રો મળ્યાં.

"વાસંતી, તું પણ સૂઈ જા."

"અને તું?"

"મારે થોડું કામ છે."

"અત્યારે સૂઈ જાને, જે હશે તે સવારે થઈ રહેશે."

"સવાર પર આજનું કામ મુલત્વી રખાય તેમ નથી."

"એવું તે શું છે?"

"ગોવિંદસિંહે પલાયન થવાની તૈયારી કરી છે."

"ગોવિંદસિંહ ?"

"હા."

"કેમ ?"

"તારા એના પર ગુસ્સે થઈ એથી એને ખોટું લાગ્યું છે."

"તેં તારાને એ બાબતના ખબર કેમ ન આપ્યા ?"

"ખબર આપું તો એ ઉશ્કેરાય અને એની તબિયતને હાનિ પહોંચે."

"ત્યારે તું શું કરીશ ?" વાસંતીએ માધવી સામે જોયું.

"હું એકાદ પાસો નાખી જોઉં."

"તો તો મને જ પાસો નાખવા દે." વાસંતી ઊભી થઈ ગઈ.

"ના, ના. હું જરા ગમત કરી લઉં."

"તેં તો આવી ગમતો ઘણી વખત કરી છે. આજે તો મને આ તક..............."

વાસંતી અને માધવી વચ્ચે ખેંચતાણ ચાલી એટલામાં ગોવિંદસિંહને ઘોડા પાસે ઊભેલો માધવીએ જોયો.






## પ્રકરણ ૧૭ મું

સજણ સિધાયા, હે સખી, વાજે વાજાં રંગ,
જીણ વાટે સજણ ગયાં, સો વાટડી સુરંગ.

"ગોવિંદસિંહ!"

"કોણ?" ઘોડા પર સામાન ગોઠવતાં ગોવિંદસિંહે ચોંકીને અંધારામાં ચારે તરફ દૃષ્ટિ કરી.

"એ તો હું માધવી."

"તમે હજી સૂતાં નથી?"

"તમે જાઓ અને હું સૂતી રહું એ કેમ બને?"

"માધવી..."

"ગોવિંદસિંહ, તમે બહુ ઉતાવળા છો."

"માધવી, તારા પોતે મણીપુરના સચિવની પુત્રી છે એનો એને મદ રહે છે."

"નહિ નહિ, એવું કંઈ નથી. એના મગજની સ્થિતિ જ એવી થઈ ગઈ છે કે ઘડી ઘડી એ ઉશ્કેરાઈ જાય છે. એ તો ભગવાને સારું કર્યું કે તબિયત આટલી પણ સુધરી બાકી તો એ ગાંડી જ થઈ જાત."

"અને એ ગાંડીને એના પિતા મારે ગળે વળગાડવા માગે છે." ગોવિંદસિંહ તિરસ્કારપૂર્વક હસ્યો.

"તમને એમાં લેશપણ નુકશાન નથી. તારાદેવી જેવી રૂપસુંદરી પ્રાપ્ત થશે અને સાથે સાથે અઢળક દ્રવ્ય પણ મળશે."

"દ્રવ્યની મને દરકાર નથી. દ્રવ્યને ખાતર પરણવામાં હું માનતો નથી."

"તો પછી અહીં આવ્યા શું કરવા ?"

ગોવિંદ નિરુત્તર રહ્યો.

"ગોવિંદસિંહ, મને તારાદેવીના પિતા શૈલવાહને બધી વાત કરી છે એટલે મારાથી આમાં કંઈ છાનું નથી."

અંધારામાં ગોવિંદસિંહ માધવી સામે જોઈ રહ્યો.

"માધવી, તમારી વાત સાચી છે. એ વખતે મને તારાદેવી તરફ મોહ હતો."

"અને હવે ?"

"હવે તો મને લાગે છે કે શૈલવાહનના દ્રવ્યભંડારના વારસા માટે મારે આવી અસ્વસ્થ મગજની સ્ત્રીની ગુલામી કરવી એ તો નરી મૂર્ખાઈ છે."

"એમાં ગુલામી શેની ?"

"કેમ નહિ ?"

"અમે તારાની સેવા કરીએ છીએ એ શું ગુલામી છે ?" માધવીએ સીધો પ્રશ્ન કર્યો.

"માધવી, તું અને વાસંતી બન્ને મૂર્ખ છો."

"મૂર્ખ?" માધવી ધીમું ધીમું હસી.

"હા, એકવાર નહિ પણ હજારવાર મૂર્ખ. તમારા બન્નેના પિતાના મૃત્યુ પછી તમારી જાગીર શૈલવાહને મણીપુર રાજ્ય સાથે ભેળવી દઈ......"

"એ વાત ખોટી છે. જાગીર હજી અમારી જ છે."

"ત્યારે તમે દાસીની માફક તારાની સેવા કરો છો......"

"એમાં થોડી તમારી ગેરસમજ છે. વાસંતીનાં અને મારાં માતા પિતા અમને નાનપણમાં એકલાં મૂકી ગુજરી ગયાં. શૈલવાહન જેવા સહૃદયી સચિવના હાથમાં મણીપુરની લગામ હોવાથી એમણે મણીપુરનરેશને સમજાવી અમારી જાગીરનો વહીવટ પોતાના હાથમાં લીધો અને અમને બન્નેને પોતાને ત્યાં પુત્રીઓ તરીકે રાખી."

"આજે તમે તારા સાથે બહેન તરીકે રહો છો કે દાસી તરીકે?"

"ત્યાંજ તમારી થોડી ભૂલ છે. તારા અને અમે બન્ને નાનપણથી સાથે ઊછર્યાં છીએ. એના પિતાનું અમારા પર મોટું ઋણ છે કે એમણે અમને બન્નેને પિતૃભાવથી પાળી પોષી મોટી કરી. અમે એમનો એ ઉપકાર કદી ભૂલી શકીએ નહિ અને એ જ દષ્ટિએ અમે તારા સાથે રહીએ છીએ."

"ત્યારે તમારી જાગીરનું શું?"

"જાગીરનો વહીવટ ચાલે છે. અમે પરણીએ એને એ જાગીર શૈલવાહન આપશે."

"ત્યારે તમે પરણતાં કેમ નથી?"

"પરણવાની તો ગોવિંદસિંહ વાત જ છોડી દ્યો."

"કેમ?"

" પ્રેમ વિના પરણવું એના કરતાં કુંવારા રહેવું સારું."

ગોવિંદસિંહે માધવીને ઘણી વખત જોઈ હતી પણ અત્યારે તારોડિયાના તેજમાં એ એને જેવી મોહક લાગી એવી કોઈ દિવસ લાગી ન્હોતી.

રાત્રિ જામી હતી. આકાશમાં તારોડિયા ધીમું ધીમું મલકતા હતા. સામે ગિરિરાજ ગિરનાર આકાશ સાથે વાતો કરતો ચારે તરફ દષ્ટિ ફેંકી રહ્યો હતો. ગિરનારને શિખરે શિખરે બાવલિયાઓની ધખતી ધૂણીઓ છેટેથી ઊડતાં પતંગિયાં જેવી લાગતી હતી. ગિરનારી પવન ઝપાટા દઈ રહ્યો હતો.

ગોવિંદસિંહ એકધારો લશ્કરી માણસ હતો, અને એ કારણે જ તારા સાથે શેલવાહને એને સોરઠમાં મોકલ્યો હતો. પારકા પ્રદેશમાં કોઈ વખત મુશ્કેલી ઊભી થાય તો ગોવિંદસિંહ માથું આપે એવો હતો. એનામાં બુદ્ધિ કરતાં બહાદુરી વિશેષ હતી. પ્રસંગ આવ્યે એ સો માણસો સામે એકલો ઝઝૂમે એવી શક્તિ એનામાં હતી. એ અપમાન ગળી જાય અથવા સહન કરી શકે તેવો ન્હોતો. પણ જો તેને સમજાવવામાં આવે તો બાળકની માફક એને સરલતાથી ફોસલાવી શકાય તેમ હતું.

રાત્રિની શાંતિએ અને એ શાંતિમાં માધવી જેવી યુવતી સાથેની એકાંતે, ગોવિંદસિંહ પોતે પણ ન સમજે એ પ્રકારની અસર ગોવિંદસિંહ પર જમાવી દીધી.

ચંદ્રમાએ આકાશમાંથી એ જ વખતે ડોકિયું કર્યું. ચંદ્રમાને પ્રથમ દર્શને ગોવિંદસિંહે માધવી સામે જોયું. માધવીને એણે ઘણી વખત જોઈ હતી પણ આજે એ એને અજબ લાગી. સાક્ષાત્ સૌંદર્યદેવે પોતાની સર્વ કલાઓ ઓતપ્રોત કરી દીધી હોય એટલી સુંદરતા આજે આ લશ્કરી જુવાને માધવીમાં જોઈ.

માધવી તારાની દાસી છે એ ભ્રમણામાં એણે એના તરફ કોઈ દિવસ મીઠી નજર ન્હોતી માંડી. પોતે જાગીરદારનો પુત્ર

છે એનું અભિમાન એને ચોવીસે કલાક એકસરખું રહેતું. જાગીરદારનો પુત્ર દાસીઓ તરફ ન જ જુએ એવી ભાવના નાનપણથી એનામાં ઠસી ગયેલી હોવાથી એ જેને દાસી ગણે એની સાથે કોઈ દિવસ ભળતો નહિ.

આજે પોતાની સામે ઊભેલી યુવતી દાસી નહિ પણ જાગીરદાર છે એ સાંભળતાં એની નજર બદલાણી.

ગોવિંદસિંહ કંઈક ઠર્યો છે એ ચતુર માધવી તુરત સમજી ગઈ.

"ગોવિંદસિંહજી, અશ્વને પાછો ઘોડારમાં બાંધી દો."

"કેમ ?"

"કેમ શું – જોતા નથી કે અત્યારે મોડી રાતે હું તમારી પાસે એક ભિક્ષા માગવા આવી છું."

"શેની ભિક્ષા ?"

"ભિક્ષા માગવાનાં પણ ચોઘડિયાં હોય છે."

"એટલે ?"

"સારે ચોઘડિયે માગણ જો ભિક્ષા માગે તો એ ભિક્ષા પ્રેમ સાથે મળે છે."

"નહિ તો ?"

"નહિ તો આપનાર આપે ખરો પણ એમાં થોડો કંટાળો હોય."

"તમારી આ વાતનો હું બરાબર અર્થ સમજતો નથી."

"એ અર્થ સમજવા માટે તમારે માધવીની પાઠશાળાના શિષ્ય બનવું પડશે.

"માધવી........."

"ચાલો, અશ્વને પાછો વાળો."

"તારા........."

"તારાને હવે ભૂલી જાઓ અને માધવીને યાદ કરો."

" પણ માધવી........."

" જુઓ કોઈ જાગી જશે અને મને અહીં આ રીતે જોશે તો એ ઠીક નહિ કહેવાય."

" એક વાત પૂછું ? "

" જે પૂછવું હોય એ કાલે પૂછજો."

" કાલે ક્યારે ને ક્યાં ? "

ચંદ્રમા ચડતો ગયો અને એનાં તેજકિરણોએ માધવી ગોવિંદસિંહને વધુ મોહક લાગી. એ મોહકતાની માદકતાએ તારા પરનો એનો ગુસ્સો વિસરાઈ ગયો. પોતે અપમાનથી આખો દિવસ ઊકળ્યો હતો; એ ઊકળાટ આ માદકતાએ શમાવી દીધો. અત્યારે તો ઝળઝળ વરસતી ચાંદનીનાં અમૃત માધવીના મુખ પર ઢોળાયાં હોય એવું માધવીનું મુખદર્શન એને મીઠું લાગ્યું.

માધવીએ પણ ચંદ્રમાને અજવાળે ગોવિંદસિંહની હાલકડોલક સ્થિતિનાં માપ કાઢી લીધાં અને પોતે એક પગલું આગળ વધી.

" ગોવિંદસિંહ........."

" માધવી........."

ગોવિંદસિંહ વધુ બોલે એ પહેલાં માધવીએ અશ્વની સરક પકડી એને પાછો વાળ્યો.






## પ્રકરણ ૧૮ મું

કૂક કરૂં તો જગ હસે, ચુપક લાગે લાય,
ઐસે કઠન સનેહકો, કિણ વિધ કરૂં ઉપાય.

**આજની** રાત ગોવિંદસિંહના જીવન માટે અનન્ય હતી. નાનપણથી એ જડથા જેવો રહેતો. શરીરે સશક્ત, મલ્લવિદ્યામાં કુશળ, શસ્ત્રવિદ્યામાં પારંગત પણ બુદ્ધિના ક્ષેત્રમાં એને એના મિત્રો બુઠ્ઠો ગણતા.

લાગણી એણે કોઈ દિવસ અનુભવી ન્હોતી, ભાવનાનાં પૂર એને હૈયે કોઈ દિવસ ઊછળ્યાં ન્હોતાં. શૈલવાહને તારા એને સોંપી હતી પણ તારા તરફ એણે કોઈ દિવસ ભાવથી નયણાં માંડયાં ન્હોતાં. સ્ત્રી શરીરની આકર્ષકતા એને કોઈ દિવસ અડકી ન્હોતી.

લશ્કરી માણસમાં પણ લાગણી અને ભાવનાના સંસ્કાર હોય છે પણ ગોવિંદસિંહ તો એ બાબતમાં વિચિત્ર લેખાતો.

તારાના પિતા શૈલવાહને જ્યારે જોયું કે તારા પોતાના વિચારમાં મક્કમ છે અને ઈસરદાનની એના પર બહુ ભારે અસર છે ત્યારથી એણે તારા માટે જુદાં જુદાં રાજ્યોના રાજકુમારો તરફથી આવતી માગણી પાછી ઠેલી. આઘાતથી તારાની માંદગી વધ્યા પછી શૈલવાહને તારાના લગ્ન માટેના સર્વ વિચારો પડતા મૂક્યા.

વૈદ્યની દવાથી તારાની સ્થિતિ સુધરતાં ફરી પાછો પિતા તરીકે શૈલવાહન જાગ્યો હોય તેમ એણે પુત્રીના ભાવિ જીવન માટે વિચાર કર્યો. પોતે વૃદ્ધ છે, લક્ષ્મીની કૃપા છે છતાં તારા એકલી રહે એના કરતાં એ પરણી હોય તો વધુ સારું એ દૃષ્ટિએ એણે ગોવિંદસિંહને શોધી કાઢ્યો. તારા ઈસરદાન પાછળ ગાંડી થયેલ હોવાથી હમણાં ગોવિંદસિંહ જેવો જુવાન એની સાથે રહે, પ્રસંગે પ્રસંગે બન્ને વચ્ચે મેળ મળે તો ભવિષ્યમાં કદાચ તારા પલળે એ દૃષ્ટિએ એણે ગોવિંદસિંહને સમજાવ્યો અને જ્યારે તારા શરીર સુધારણા અર્થે અને મનની શાંતિ મેળવવા માટે ગિરનાર તરફ આવવા નીકળી ત્યારે એને એની સાથે મોકલ્યો.

તારા સાથે દાસદાસીઓ અને નોકરો શૈલવાહને આપ્યા અને ગોવિંદસિંહ તારાના અંગરક્ષક તરીકે રહે એ જાતની ગોઠવણ થઈ. તારા જે કંઈ કરે એ એને કરવા દેવું એ જાતની આજ્ઞા એણે સર્વને આપી હતી. પૈસાની તો એને ખોટ ન્હોતી એટલે પુત્રીના સુખ ખાતર ગમે તેટલો પૈસો ખરચાય તોપણ વાંધો નહિ એ જાતની સર્વ વ્યવસ્થા એણે કરી આપી હતી.

ગિરિનાર આવ્યા પછી તારાએ ઈસરદાનની શોધ આદરી. વાસંતીને પોતે મારવાડ મોકલી બધી તપાસ કરાવી અને ઈસરદાન સોરઠ તરફ આવવાનો છે એ ખબર મળતાં એણે સર્વ પ્રવાસીઓ, સાધુ સંતો, યાત્રીઓ અને અન્નની આશા કરતા દરેકને માટે અન્નક્ષેત્ર ખુલ્લું મૂક્યું.

ગોવિંદસિંહ જ્યારથી તારા સાથે રહેતો થયો ત્યારથી એને તારા ઉછાંછળી છે એમ લાગ્યા જ કરતું હતું. તારાએ કોઈ દિવસ ગોવિંદસિંહ સામે સુકોમળ ભાવથી જોયું જ ન્હોતું. એ જાગીરદારનો પુત્ર છે, પિતાએ એને પોતાના અંગરક્ષક તરીકે સાથે મોકલ્યો છે એટલું જ એ એને માટે જાણતી. એથી વિશેષ કંઈ જાણવાની તારાને જરુર ન્હોતી.

તારાએ પોતાનું અપમાન કર્યું છે એ વિચારની જે ગરમી ગોવિંદસિંહના માથામાં ભરાઈ ગઈ હતી એમાં માધવીના મીઠા દર્શને ઠંડક પાથરતાં એ ગરમી ઓસરી ગઈ.

રાત્રે એને આજે ઊંઘ નજ આવી. ક્ષણે ક્ષણે ન સમજી શકાય તેવી અકથ્ય વેદના એણે અનુભવી. એને માધવી સિવાય અત્યારે બીજું કંઈ દેખાતું ન્હોતું. બ્રહ્માસ્ત્રથી ઘાયલ થયેલ સૈનિક જેવી અત્યારે એની સ્થિતિ હતી. એ પોતે સ્હમજી શકતો ન્હોતો કે પોતાને શું થાય છે. માધવીના સમજાવ્યાથી એ પાછો આવ્યો અને પથારીમાં પડ્યો. એણે આંખ્યો વીંચી નિદ્રાદેવીની આરાધના કરી પણ એમાં એ નિષ્ફળ નીવડ્યો.

પથારીમાં પડખાં ફેરવી ફેરવી એ થાકયો. આખરે કંટાળીને એ ઊઠ્યો. એણે આકાશ સામે જોયું તો રાત હજી ઘણી બાકી હતી.

ક્ષણભર એને વિચાર આવ્યો કે માધવી જ્યાં સૂતી હોય ત્યાં જવું અને એને જગાડવી. પણ તારા જો એ જાણી જાય તો પોતાને કેવાં અપમાન સહેવાં પડે એ વિચારે એ પાછો પથારીમાં આવીને સૂતો.

સૂતાં સૂતાં એ માધવીને વિચારે ચડ્યો. અત્યારે માધવી સિવાય એને કંઈ દેખાતું ન્હોતું. સૌંદર્ય એ પ્રભુની પરમ કલા છે. એ કલાએ ગોવિંદસિંહ ઉપર કાબૂ મેળવ્યો હોય એ રીતે એ માધવીના સૌંદર્યદર્શને ઘેલો બન્યો. જાણે માધવી પોતાની

આંખ્યો સમક્ષ ઊભી હોય અને પોતે એનાં સૌંદર્યનું રસપાન કરી રહ્યો હોય એ જાતની સ્થિતિ એણે અનુભવી. આટલો વખત સાથે રહેવા છતાં માધવીનો નાગપાશ જેવો ચોટલો એણે કોઈ દિવસ જોયો ન્હોતો. એ નાગપાશમાં પોતે બંધાયો હોય એમ એ મસ્તીમાં થોડીવાર પડ્યો રહ્યો. અનેકવાર દષ્ટિ મળ્યા છતાં એણે માધવીનાં નયનોમાં જલતી રસજ્યોત જોઈ ન્હોતી. અત્યારે લટકે મટકે એ જલતી જ્યોતનું રસદર્શન કરતો હોય એવી રીતે એ આંખ્યો માંડી જોઈ રહ્યો. જુદા જુદા પ્રસંગોએ માધવીના હાથની આંગળીઓનો સ્પર્શ થયો હતો પણ એમાંથી કોઈ પ્રકારની વીજળી કદી ઉત્પન્ન થઈ ન્હોતી. અત્યારે જાણે એ રસઅંગુલીઓના સ્પર્શથી ઝણેણાટી અનુભવતો હોય તેમ એ પોતાના જમણા હાથનાં આંગળાં પોતાના ડાબા હાથનાં આંગળાંમાં વારે વારે પરોવતો હતો. માધવીનું શરીર તો દિવસમાં ઘણી વખત એની નજરે ચડતું હતું પણ એ શરીર તરફ જરાપણ કોઈ જાતનાં આકર્ષણ એને ન્હોતાં લાગ્યાં. જ્યારે અત્યારે માધવીનો એ દેહ ડોલર સમ મહેંકતો એની આસપાસ સુરભિ પ્રસરાવી રહ્યો હોય તેમ એ સૌગંધની માદકતા માણતો હતો.

ફરીવાર એ ઊઠ્યો. એને એક ક્ષણ થયું કે માધવીને સાદ કરી બોલાવવી. પણ એમ કરવાથી કોઈ જાગી જાય તો શું થાય ?

આકાશના તારાઓ જાણે એની આ મનોવ્યથા પર છૂપા છૂપા હસતા હોય એમ ઝબક ઝબક ચળકતા હતા. હજી સવારને વાર છે એમ જાણી ફરીવાર એણે પથારીમાં ડિલ લંબાવ્યું.

પોતાને કંઈ અકથ્ય, અગમ્ય વેદના થતી હોય એમ એને લાગ્યું. શું થાય છે એ એ સમજતો નહતો. જડભરતની જેમ એ પથારીમાં મોઢું ઊંધું નાખી પડ્યો. એણે માધવીને ભૂલવા પ્રયત્ન કર્યો પણ અનંગનાં બાણ એને ઊંઘવા દેતાં ન્હોતાં. ઘાયલ થયેલો માણસ કીયા શસ્ત્રથી પોતે ઘાયલ થયો છે એ

કદાચ જાણી શકે પણ ગોવિંદસિંહ અત્યારે પોતે જે સ્થિતિમાં હતો એ સ્થિતિ શાથી ઉત્પન્ન થઈ એ એ સ્હમજી શકતો નહોતો.

ઘાયલ માણસ તરફડિયાં પછી નિશ્ચેતન થઈને પડે એવી સ્થિતિ ધીમેધીમે ગોવિંદસિંહની થઈ. માધવીનો સુકુમાર દેહ એની આંખ્યો આગળથી ખસતો ન્હોતો અને એ દેહદર્શનની ઝંખી કરતો કરતો આખરે એ નિદ્રાને શરણે ઢળી પડયો.

એ કેટલીવાર સૂતો એની એને ખબર રહી નહિં.

"જાગો, ગોવિંદસિંહ."

"કોણ?" એ ઝબકીને જાગ્યો.

"એ તો હું." માધવી ધીમું ધીમું હસી.

"અત્યારે ક્યાંથી?"

"ઊઠો ઊઠો, પ્રાતઃકાળનાં પગલાં હમણાં જ પડશે."

"કોણ માધવી?"

"હા, હા; કેમ ઊંઘ નથી ઊડતી? ઉજાગરો થયો છે કે શું?"

"માધવી!"

"ઊઠો ઊઠો. ભોર ભયો અંગનાં."

"હજી તો આકાશમાં તારા........"

"એ તારા હમણાં આથમશે અને કાશ્યપના સુતની પધરામણી થશે-ઊઠો આપણે એ પહેલાં ગિરનાર ચડવો છે."






## પ્રકરણ ૧૯ મું

ઊંચો ગઢ ગિરનાર, વાદળથી વાતું કરે,
મરતાં રાખેંગાર, ખરેડી ખાંગો નવ થયો.

“ માધવી, તમને ગિરનારનાં સ્થળોનો પરિચય છે ?.”

“ કેમ, તમે ગિરનાર હજુ સુધી નથી જોયો ? ” માધવીએ આથમતા તારાઓના તેજે ગોવિંદસિંહ સામે જોયું.

“ હું તળેટી સુધી એક દિવસ ગયો હતો. ”

“ તદ્દન અરસિક ! આવા ભવ્ય પુરાણ પ્રસિદ્ધ પર્વતને પડખે આટલા દિવસ રહ્યા છતાં તમને ગિરનારનું સૌંદર્ય જોવાની કોઈ દિવસ મરજી ન થઈ. ”

કોઈનો ઠપકો કે મશ્કરી સહન કરવાની ગોવિંદસિંહને ટેવ ન્હોતી. ઉપહાસની વાત થતાંજ એ ઊકળી ઊઠતો. પણ આજે એને માધવીના આ શબ્દો ફૂલ જેવા લાગ્યા.

" માધવી......"

" માધવી માધવી શું કરો છો? ગિરનારનાં રસદર્શન એ તો માનવી જીવનનો પરમ આનંદ છે."

" માધવી તમે......"

" મને હવે 'તમે' કહીને ન બોલાવશો."

" ત્યારે શું કહું?"

" તું." માધવી મલકી.

" તું કેમ કહેવાય? જાગીરની અધિકારીણીને એકવચને કેમ બોલાવાય?"

" જ્યાં પ્રેમ હોય ત્યાં જાગીરો, રાજમુકુટો અને રાજ્યાસનો બહુ જ નાનાં લાગે છે. અને 'તું' માં જે પ્રેમ છે એ 'તમે' માં નથી."

" માધવી પ્રેમ........."

" પ્રેમ શબ્દ તમને ગમે છે ખરો?"

" કેમ એમ પૂછો છો?"

" કારણકે મેં તમારામાં કોઈ દિવસ પ્રેમ જોયો જ નથી."

" સાચી વાત છે. મને તો મારાં શસ્ત્ર ભલાં......"

" અરે શસ્ત્ર પર પણ સૈનિકને પ્રેમ હોય છે. પણ તમે તો એ બાબતમાં પણ બુઠ્ઠા લાગો છો." માધવી ખડખડ હસી પડી.

ગોવિંદસિંહ એ હાસ્યમાં ભળ્યો અને એ પણ ખડખડાટ હસવા માંડયો.

" કેમ, ગાંડા થયા છો?"

" તેં મને ગાંડો કર્યો, માધવી!"

" કઈ રીતે?"

"એ તો હું કંઈ સમજતો નથી પણ આજની મારી આખી રાત બહુ ભારે ગઈ. કોણ જાણે શું થયું કે કાલે રાતથી મારી બેચેની વધી........"

"એ માટે તો હું વહેલી ઊઠીને આવી અને તમને ગિરનાર પર..........."

"માધવી, એક વાત કહું ?"

"શું ?"

"તું પણ મને હવે 'તમે' કહે છે એ કૃત્રિમ લાગે છે."

ગોવિંદસિંહમાં થયેલો આ ફેરફાર માધવીએ કલ્પ્યો ન્હોતો. એ તો એને તદ્દન સ્થૂળ માનતી હતી. એનામાં થોડા કલાકના મીઠા સહવાસથી થોડી મીઠપ આવી એ માધવી માટે આશ્ચર્યની વાત હતી.

"તો હું પણ તમને 'તું' કહું એમ તમે ઇચ્છો છો ના ?"

"હા, તું મને 'તું' કહે એટલુંજ નહિ પણ ગોવિંદસિંહને બદલે ગોવિંદ..............."

"વાહરે મારા ગોવિંદ, જોયું ! ગિરનારની અટારીએ ઉષા શણગાર સજી રહી છે."

"ઉષાનો કોઈ પ્રેમી ખરો ?"

"ઉષા એટલે શું એ સમજો છો ?" માધવી હસી પડી.

"કેમ, એટલું ય સમજતા નહિ હોઈએ ? !" રસ્તા પરની શિલાને ઉપાડી એક બાજુ મૂકતાં મૂકતાં ગોવિંદે માધવી સામે જોયું.

"પથરા ઉપાડનાર ઉષાનાં રસદર્શન ક્યાંથી કરી શકે !" માધવી જોરથી હસી.

"તારી વાત ખોટી તો નથી. માધવી, મેં ઘણી ઉષા આપણા પ્રદેશની ગિરિમાળાઓમાં ઊગતી જોઈ છે પણ આજની ઉષા તો..........."

"ક્હોને અનોખી છે. પણ જોયો આ દામો કુંડ?" માધવીએ વાત ફેરવી.

"અહીંનો રાજા રા'ગંગાજળીયો રોજ ગંગાજળથી સ્નાન કરે છે એ આ સ્થળ ?" ગોવિંદે ઉતાવળે પૂછ્યું.

"હા, એજ આ સ્થળ. અને અહીંથી આપણે હવે ગિરનારની કેડીએ ચડવાનું છે."

"રસ્તાની બરાબર માહિતી છે ને ?"

"અરે, હું તો બે વખત ગિરનાર દોડીને ચડી આવી. જુઓ પેલું બહુ જ ઊંચું શિખર છે એ જોવા જેવું છે."

"અને આ સામે મહેલ જેવું દેખાય છે એ શું ?"

"એ સતી રાણકદેવીનો મહેલ..........."

"માધવી, આ સતીનું શું તૂત છે એ હું સમજતો નથી."

"તૂત ! ?"

"તૂત નહિ તો બીજું શું ? પતિ પછવાડે પત્ની પ્રાણ આપે એ તો નરી મૂર્ખાઈ ગણાય."

"મૂર્ખાઓ પોતાના માપથી સતીઓને માપે એનું નામ જ મૂર્ખતા."

"પણ..........."

"પણ પણ શું કરો છો ? સતીઓથી આર્યાવર્ત ઊજળો છે."

"મને તો લાગે છે કે એ બધી વાતો........."

"સતી એટલે વાર્તા નહિ."

"ત્યારે ?"

"હકીકત. હજી હમણાંની જ વાત છે. ઈસરદાનનું નામ સાંભળ્યું છે ?"

"ઈસરદાન કોણ ?"

માધવીને બહુ હસવું આવ્યું.

" તે દિવસે શૈલવાહન એમની વાત કરતા હતા ત્યારે તો તું હતો, અને આજે ભૂલી ગયો ? "

" હા, હા. એ ઈસિરદાન !? એનું શું ? "

" એમના પિતાશ્રી મૃત્યુ પામ્યા એ વખતે એમનાં માતાજી ગાય દોતાં હતાં. પતિના મૃત્યુના સમાચાર સાંભળ્યા એજ વખતે એમનો જીવાત્મા ઊડી ગયો. "

" જીવ ઊડી જાય એટલે સતી કહેવાય ? "

" તું તો આવો જ જડભરત રહેવાનો. સતી સ્ત્રીના સ્વાર્પણની કથાઓ પણ જે માણસ ન સમજે એ માણસને માટે શું કહેવું ? " માધવી બે હાથે તાળી પાડતી હસી પડી.

" તો આ રાણકદેવી પણ એ પ્રકારની જ સતી છે કે ? "

" છે નહિ, હતી. "

" એનું શું થયું ? "

" એ તો ઇતિહાસ છે. હજી હમણાંની જ વાત છે. હું નિરાંતે તને એ વાત કહીશ. "

" સતીઓની વાત તને બહુ ગમે છે, ખરું ને ? "

" સહુને ગમે. "

" તો તું સતી થાને ? " ઉષાના પહેલા તેજકિરણે માધવી સામે ગોવિંદે નયનો માંડ્યાં.

" પતિ હોય એ જ સતી થઈ શકે. "

" તો તું પતિ શોધી લે ને પછી સતી થા. "

" બસ કર–તારી મૂર્ખાઈની વાતો કોઈ સાંભળશે તો... "

" માધવી, તું શું ખરેખર મને મૂરખ માને છે ? "

" મૂરખ માથે કંઈ શિંગડાં હોતાં હશે !? "

"એટલે ?"

"તારે થોડુંક અમારા જેવાં પાસે શીખવું પડશે."

"કોણ ના કહે છે. તું ગુરુ થાતી હો તો, હું અત્યારથી જ તારો શિષ્ય થઈ જાઉં."

"ગોવિંદ, પહેલી ટેકરી દેખાય છે તે જોઈ?"

"કઈ?" ગોવિંદે આંખ આડો હાથ દઈ ઊંચે જોયું.

"વાદળાંના ઘટાટોપમાં એનું શિખર ઢંકાઈ ગયું છે..."

"હા, હા, જોઈ. ત્યાં શું છે?"

"ત્યાંથી રાજઘાટ જવાય છે."

"એ શું?"

"એ જોવા જેવું સ્થળ છે. મહાન સિદ્ધોનું એ સ્થાન છે."

"સિદ્ધો આજે ત્યાં છે ખરા?"

"જરુર છે."

"તો તો હું એમની સિદ્ધિનો પરચો જોવા માગું છું."

"પરચો જોવા તપ કરવાં પડે છે."

"તો તપ કરશું."



ગુરુદત્તની ટેકરીએ

## પ્રકરણ ૨૦ મું

ઔર રંગ સબ ઊતરે, જ્યું દિન વીત્યા જાય,
વિરહ પ્રેમ-ખૂરા રહે, દિન દિન વધે સવાય.

"**માધવી**, હું તો હવે થાકયો."

"બસ, યુદ્ધવિદ્યા વિશારદની તાકાત એટલી જ કે?"

"તું કેટલી ઝડપથી મને અહીં લઈ આવી?"

"હું તો બહુ ધીમે ચાલું છું. તમે ન હોત તો હું દોડતી અહીં પહોંચી હોત."

"આ જગ્યાનું નામ શું?"

"આ ગુરુદત્તની જગ્યાએ લાખો યાત્રીઓ આવ્યા છે અને આવશે."

"લાખો યાત્રીઓ!" ગોવિંદે આકાશ સામે જોયું.

"કેમ, શંકા જાય છે? ગિરનાર શું આજકાલનો પર્વત છે?"

"કેટલાંક વર્ષ આ પર્વતને થયાં હશે?"

"વર્ષનો હિસાબ ક્યાં કરવો. આ તો પુરાણકાળનો પર્વત છે. એનું પુરાણકાળનું નામ રૈવતાચળ."

"રૈવતાચળ તે આજ પર્વત કે?" ગોવિંદે ચારે તરફ દૃષ્ટિ ફેરવી.

"ગિરનાર એજ રૈવતાચળ અને રૈવતાચળ એજ ગિરનાર."

"તો તો તું ખરી અને હું ખોટો. મેં પણ એક સાધુ પાસેથી એક દિવસ સાંભળ્યું હતું કે, રૈવતાચળમાં સિદ્ધ પુરુષો વસે છે."

"અહીં તો કેટલાંય એવાં ભોંયરાં છે કે જ્યાં સાધુઓ સિવાય બીજું કોઈ પહોંચી શકતું નથી."

"માધવી, આપણે અહીં તારાને હવાફેર માટે લાવીએ તો?"

"તો તો બહુ આનંદ આવે."

"આનંદ તો આવે જ. એક ભોંયરું જો તું શોધી કાઢ અને એમાં આપણે બે........"

"ભોંયરામાં સાધુઓ જ વસે."

"એમ હોય તો હું સાધુ થઈશ અને તું મારી શિષ્યા થજે."

"હજુ હમણાં તો તું મને ગુરુ બનાવી મારો શિષ્ય થવા ઇચ્છતો હતો અને એટલી જ વારમાં મને શિષ્યા કરવાના કોડ જાગ્યા?"

"માધવી, મને તો અહીંની હવાથી ભૂખ લાગી છે."

"ભૂખ લાગી છે?"

"હા."

"તો ચાલો ઝડપથી પાછાં ફરીએ."

"મારાથી તો હવે ચલાતું નથી."

"ઢોંગી...મોટો ઢોંગી."

"માધવી........"

"હું એવા ઢોંગમાં માનતી નથી."

"હું બહુ થાકયો........"

"સામેથી કોણ આવે છે?" માધવીએ દૂર દૂર ચાલ્યા આવતા બે પ્રવાસીઓ સામે દષ્ટિ માંડી.

"માધવી, કોણ હશે?"

"અહીં તો ઘણા યાત્રીઓ રોજ ચડે ઊતરે છે."

"માધવી, એમની પાસે કંઈ ખાવાનું હશે?"

"અરે ભલા માણસ, એમ અજાણ્યા માણસ પાસે કંઈ મગાય ખરું?"

"ભૂખ લાગે ત્યારે મારે તો તુરત ખોરાક જોઈએ."

"ગોવિંદ, તું વિચિત્ર પુરુષ છો."

"ભૂખ કોઈની થોડી સગી થાય છે? ભૂખ લાગે એમાં વિચિત્રતા કેવી?"

એક જુવાન સ્ત્રી અને પુરુષને સાથે જોઈ આવનારાઓએ પોતાનો રસ્તો બદલ્યો. તેઓ આડી કેડી પર ચડીને બીજી દિશામાં મરડાયા.

"માધવી, માધવી! આ તો બીજી તરફ ચાલ્યા."

"તું બૂમ પાડ."

તુરત ગોવિંદે બૂમ પાડી અને બંને પ્રવાસીઓ એ સાંભળી ઊભા રહી ગયા.

" ચાલ માધવી, આપણે એ બન્નેની પાસે જઈએ."

થોડીવારમાં માધવી અને ગોવિંદ એ બન્ને જણની પાસે જઈ પહોંચ્યાં.

" કેમ ભાઈ, બૂમ કેમ પાડી ?" એમાંના એકે ગોવિંદ સામે જોયું.

" તમારી પાસે કંઈ ખાવાનું હશે ?"

" ખાવાનું ?"

" હા."

તુરત એમાં જે મોટી ઉંમરનો હતો એણે પોતાના ખભા પરની ફાંટડી છોડી અને એમાંથી ગોળપાપડીના બે કટકા ગોવિંદના હાથમાં મૂક્યા.

" આ તો અમારી ગોળપાપડી !" ગોવિંદ બોલી ઊઠ્યો.

માધવી પણ ગોવિંદની હથેળીમાં પડેલા ગોળપાપડીના એ કટકાઓ તરફ જોઈ રહી.

" ભાઈ, આ ગોળપાપડી તમે ક્યાંથી લાવ્યા ?"

" સીમાડા ઉપર એક અન્નક્ષેત્ર ચાલે છે એમાં અમે એક રાત જમવા ગયા હતા. એ અન્નક્ષેત્રનો ચલાવનાર બહુ ભલો માણસ છે. એણે અમને ભાતામાં થોડા કટકા આપ્યા હતા એમાંથી આટલા વધ્યા છે."

" જોયું માધવી ! મેં તારાને કહ્યું હતું એવું જ થયું ના ? આ અન્નક્ષેત્રમાં કેટલું બધું આ રીતે વેડફાઈ જતું હશે ?"

માધવી અને તારાનું નામ સાંભળી બીજો પુરુષ જે અત્યાર-સુધી મૌન સેવી રહ્યો હતો એ ચોંક્યો. એની ચકોર આંખ્યો માધવી પર મંડાણી.

માધવીએ અત્યારસુધી એ બીજા માણુસ સામે ખાસ દૃષ્ટિ ઠેરવી નહોતી પણ એની આંખ્યો પોતા તરફ મંડાયેલી જોઈ એ ચોંકી. એણે એને ધારી ધારીને જોયો.

"બે કટકા છે કે વધારે છે ?" ગોવિંદસિંહે એક કટકો મોઢામાં મૂકી, આપનારની સામે આંખ માંડી.

"બે જ વધ્યા છે."

"હશે, બીજા પણ હશે."

આપનારને આ માણુસનું આ પ્રકારનું વર્તન ગમ્યું નહિ.

"ભાઈ, તમે ખૂબ ભૂખ્યા થયા લાગો છો."

"ભૂખ્યો થયો છું એ વાત સાચી છે પણ સાથે સાથે મારે કહેવું જોઈએ કે આ ગોળપાપડી અમારી છે."

"અમારી એટલે ?"

"તમે જ્યાંથી આ લઈ આવ્યા એ અન્નક્ષેત્ર અમારું છે."

"તો તો સારું થયું—લ્યો, તમે તમારું જ ખાધું." આપનાર હસ્યો.

"એટલે જ કહું છું કે વધુ હોય તો આપી દો."

"વધુ નથી, નહિ તો જરુર આપત."

"તમે કયાંક સંતાડ્યું હશે."

"સંતાડવાનું કંઈ કારણ ખરું ?"

માધવીની ચકોર આંખ્યો મૌન સેવતા પુરુષને કયાં જોયો છે એની ગણતરી કાઢવામાં રોકાઈ હતી.

ગોવિંદસિંહને આઘો ખસેડી એ આગળ આવી.

"ભાઈ, કયાં રે'વું ?"

"બહુ છેટેથી આવીએ છીએ."

માધવીએ પ્રશ્ન પૂછ્યો મૌન સેવતા પુરુષને અને જવાબ આપ્યો બીજા પુરુષે, એટલે માધવીની શંકા વધી.

"દેશ કીયો ?"

"મારવાડ."

"મારવાડથી આવો છો ?" માધવીની આંખ્યો ચમકી.

"કેમ, મારવાડમાં કોઈ આપનું ઓળખીતું છે ?"

"હા."

"કોણ ?"

"ઇસિરદાન."

"આપ એને ક્યાંથી ઓળખો ?"

"મારે એમની સાથે થોડા કલાકનો પરિચય છે."

"ઇસિરદાન સાથે !"

"હા."

"એનો પરિચય તમને ક્યાં થયો ?"

"ગંગા કાંઠે."

"પણ વધુ કટકા હોય તો કાઢો–કાઢો." ગોવિંદસિંહ વચમાં બોલ્યો.

"ગોવિંદ, જરા મને પૂરી વાત કરી લેવા દે."

"આ ભાઈ કોણ છે ?" મૌન સેવતા પુરુષના હોઠ પહેલી જ વાર ઊઘડ્યા.

"એ અમારી સાથે રહે છે."

"ક્યાંના છે ?"

"મણીપુરના."

"મણીપુર તો બહુ છેટે આવ્યું. અહીં ક્યાંથી ?"

"કુદરત અમને બધાને સકારણ અહીં લઈ આવી છે. આપનું નામ ?"

"મારું નામ ?"

"હા."

"મારું નામ જાણીને તમે શું કરશો ?"

"નામ જણાવવામાં કંઈ વાંધો છે ?"

"વાંધો કંઈજ નહિ."

"તો પછી આપને વાંધો ન હોય તો આપનું નામ હું કહું ?"

"જરુર કહો."

"આપ ઇસરદાન કે નહિ ?"






## પ્રકરણ ૨૧ મું

**હંસ તરંતા પરખિયેં, પાણી નદી વહંત,**
**સોનું કસી પરખિયેં, માણસ વાત કહંત.**

"ઈસર, ફરી પાછી આ બલા અહીં ક્યાંથી?"

"કાકા, એને બલા કહેવાય!" ઈસરદાન હસ્યો.

"બલા નહિ તો બીજું શું? હરદ્વારમાં ન ફાવ્યાં તે આટલાં વર્ષે પાછાં અહીં પધાર્યાં!" આસો બારોટ સહજ ઉકળાટથી બોલ્યો.

"કાકા, કેટલીક વખત આપણે જાણ્યે અજાણ્યે કેટલાંક માણસોને અન્યાય કરીએ છીએ."

"એ તારે કહેવું હોય તે કહે બાકી સ્ત્રી જાતિથી બહુ ચેતવા જેવું છે. ભલભલા સિદ્ધ પુરુષોને પણ સ્ત્રી જાતિ આંખના

પલકારામાં પાડી દેય છે. તેમાંય આ તો કામરૂદેશની માતાજીઓ! એની શી વાત કરવી!"

"હું તો તમે રજા આપો તો કામરૂદેશમાં આ લોકોની સાથે જઈને રહું." ઇસરદાને આ શબ્દોની આસા બારોટ પર શી અસર થાય છે એ જોવા આંખ્યો માંડી.

"આનું નામ જ બલા. હજુ મુખ્ય બલા તો તળેટીમાં બેઠી છે, એને મળશો ત્યારે વળી શું થશે એ તો રામ જાણે."

કાકાના આ શબ્દો સાંભળી ઈસરદાન ખડખડાટ હસ્યો. એ હસતો હસતો ઊભો થયો. ગુફાની બહાર આવી એણે ચારે તરફ દર્શન દેતી ગિરનારની ભવ્યતા નિહાળવા નયનો ફેરવ્યાં.

"કાકા, બહાર આવો બહાર. ગિરનારમાં આવી ગુફાઓમાં ભરાઈ બેસવું એ તો પ્રભુનો ગુનો છે. જુઓ તો ખરા, પ્રભુની પ્રભુતા અહીં ચારે કોર પથરાઈ રહી છે." ઈસરદાને વાત ફેરવવા પ્રયત્ન કર્યો.

આસો બારોટ ગુફા બહાર આવ્યો અને એક મોટી શિલાને અઢેલીને ઊભો રહ્યો.

"કાકા, આથમણી તરફ જોયું ?"

"શું છે?"

"ઘૂઘવતા સોરઠી સાગરનાં ઝાંખાં દર્શન થાય છે. કેવો ભાગ્યશાળી દેશ છે કે જેના, સાતે સમદરનાં પાણી ભેળાં થઈ, રાત દિવસ યુગયુગથી પગ પખાળે છે."

"ભાઈ, આ બાજુ પણ સાગર જણાય છે." આસા બારોટે દૂર દૂર ક્ષિતિજમાં દષ્ટિ માંડી.

"આમ ફરતો વળાંક લેય છે એ બધોય 'સોરઠી સાગરકાંઠો."

"ઇસર, જોયું! સાગર તરફ ધસતાં નદીનાં પાણી અહીંથી કેવાં દેખાય છે?"

" અને કાકા, આ બાજુ મૂળ દ્વારકાં આવ્યું."

" ત્યારે આજનું દ્વારકાં જુદું છે ?"

" એ તો આપણે ત્યાં જઈએ ત્યારે ખબર પડે. બાકી મહાભારતમાં જે દ્વારકાં છે એ તો આ દિશામાં હોવું જોઈએ."

" તેં કઈ રીતે જાણ્યું ?"

" મહાભારતમાં એક શ્લોક છે કે, શ્રી કૃષ્ણ દ્વારકાંથી નીકળી રેવતાચળમાં રાત રહી હસ્તિનાપુરને પંથે પડ્યા."

" પછી ?" આસા બારોટે ઈંતેજારી બતાવી.

" રેવતાચળ એજ ગિરનાર. એટલે કૃષ્ણજી આ દિશામાંથી નીકળે તો જ રસ્તામાં આ પર્વત આવે, બાકી આજે જે દિશામાં દ્વારકાં છે ત્યાંથી તો એ મેળ બેસે જ નહિ."

આસો બારોટ સામસામી ઉલ્ટાસુલ્ટી દિશાઓ એક-સરખી જોઈ રહ્યો.

" અને કાકા, જુઓ સાગરે આમ વળાંક લીધો ત્યાં પ્રભાસ હોવું જોઈએ."

" આપણે પ્રભાસ તીર્થે ક્યારે જશું ?"

" થોડા દિવસ અહીં રહી પછી..."

" પણ અહીં આ બલાઓ ચોંટે નહિ એનું ધ્યાન રાખવાનું છે. તેં એને રાતે અહીં શા માટે બોલાવી છે ?"

" મારે એની સાથે થોડી વાતો કરવી છે."

" વાત કરવી હતી તો આપણો સવારે એની સાથે ઓચિંતો મેળાપ થયો એ વખતે જ કાં ન કરી ?"

" તમે આપેલા બે કટકા ગળે ઉતારી ગયો એ માણસની હાજરીમાં વાત કરવી મને ઠીક લાગી નહિ."

" એવી ખાનગી વાત છે ?"

"હા."

આસો બારોટ ફરીવાર વિચારે ચડ્યો.

"જો ભાઈ, તું હવે મોટો થયો. તારામાં કેટલીક અદ્‌ભુત શક્તિઓ છે છતાંય મારે મન તો તું હજુ છોકરું ગણાય."

"કાકા, હવે છોકરું ક્યાં સુધી ગણ્યા કરશો ?" ઈસરદાન હસ્યો.

"પુત્ર ગમે તેવડો મોટો થાય પણ માબાપને મન તો એ છોકરું જ......"

"ઠીક, બોલો તમારે છોકરાને શું ઉપદેશ આપવાનો છે!" ઈસરદાને પાછી મજાક કરી.

"જો ભાઈ, સુજાને ગામતરું કર્યે પાંચ–છ વર્ષ થઈ ગયાં. આજે જો તું આ કામરૂદેશની બલાઓના પંજામાં પાછો ફસાઈ જા તો એ જ્યાં હશે ત્યાં એના આત્માને દુઃખ થશે."

"કાકા, તમને તમારા ભત્રીજામાં શ્રદ્ધા નથી."

"શ્રદ્ધા તો છે જ પણ આ બલાઓ જોઈને હું કંપી ઊઠું છું."

"તમે એમાં એવું શું જોયું કે તમને આ પ્રકારના વિચારો આવે છે?"

"એનાં રૂપ..."

"કાકા, રૂપ તો પ્રભુની પ્રભુતા છે. એને તો આપણે પૂજવાં જોઈએ."

"એ વાત સાચી પણ આ તો કામરૂ..."

"કામરૂદેશની બધી સ્રીઓ તમે કલ્પો છો એવી હોય એમ કેમ માની લેવું?"

"આપણે તો સાંભળેલી વાતો કરીએ છીએ, અને હરદ્વારની વાત તું ભૂલી ગયો?" કંઈક યાદ આવ્યું હોય તેમ આસા બારોટની આંખ્યો ચમકી.

"હરદ્વારમાં આપણે......"

ઈસરદાન વધુ બોલે એટલામાં ગૌમુખી ગંગાનો સાધુ આવ્યો.

"ભગત, જમવા ચાલો. તમે બન્ને સારે પગલે આવ્યા છો."

"કેમ ?" આસા બારોટે સાધુ સામે જોયું.

"આજે લાડુ આવ્યા છે."

"ક્યાંથી ?"

"અન્નક્ષેત્રમાંથી."

"અહીં અન્નક્ષેત્ર છે ?"

"હા, અમારે ત્યાં સહુ સાધુઓને હમણાં ભોજન અન્નક્ષેત્રમાંથી જ આવે છે. હિમાલયના કોઈ દેશની રાજકુંવરી તરફથી લાંબા વખતથી..."

"રાજકુંવરીને તમે જોઈ છે ખરી ?" આસા બારોટને શંકા થઈ.

"કહે છે કે એ તો બહાર નીકળતી નથી પણ એની સાથેની એક બાઈ વખતોવખત અહીં આવે છે."

"તમે કોઈ વખત એ બાઈને મળ્યા છો ?"

"ના, ના. અમારે સાધુને બાઈ માણસ સાથે શું કામ હોય !"

"ત્યારે આ બધું તમને પહોંચાડે છે કોણ ?"

"અરે, એના તો ઘણા માણસો છે. એણે એક અન્નક્ષેત્ર સીમાડે ખોલ્યું છે, એક અહીં છે, એક પ્રભાસ..."

"એટલાં બધાં અન્નક્ષેત્રો ચાલે છે ?" આસા બારોટે અજાયબી બતાવી.

"અરે ભગત, લોકો તો કહે છે કે આ કોઈ રાજકુંવરી નથી પણ સાક્ષાત દેવી અન્નપૂર્ણા છે."

આસા બારોટે ઇસરદાન સામે જોયું.

"કાકા, સાંભળ્યું ?"

"આ તો બહુ ભારી કહેવાય!"

"ભગત, આ ગિરનાર પરના સર્વ સાધુઓ તો આ અન્નક્ષેત્રને અન્નપૂર્ણાનું અન્નક્ષેત્ર કહે છે."

"ઇસર, માળું આ કામ તો જબરું લાગે છે. એની પાસે આટલું બધું દ્રવ્ય હશે ?"

"એ તો હિમાલયની રાજકુંવરી !" ઇસરદાને મજાક કરી.

"તું તો કહેતો'તો ના કે સચિવની પુત્રી છે."

"સચિવ પણ રાજાનો મશિયાઈ ભાઈ જેવો ગણાય છે. મોટી નહેરમાંથી નીકળતી પહેલી નહેર એનું નામ સચિવ." ઇસરદાન હસ્યો.

"ત્યારે શું એની પાસે આટલું બધું દ્રવ્ય હશે કે આ મુજબ અન્નક્ષેત્રો ચલાવી શકે ?"

"એ તો તમે જાતે જઇને એને મળી ખાત્રી કરી આવો તો ખબર પડે." ઇસરદાને કાકા સાથે મિત્રભાવે મજાક ચાલુ રાખી.

"બાપ, આમાં સાચું શું, બલા કે અન્નપૂર્ણા?"






## પ્રકરણ ૨૨ મું

**સિંહ-સંગમ સુપુરુષ વચન, કદલી ફલે ઇકસાર,**
**તિરિયા તેલ હમીર હઠ, ચઢૈ ન દૂજી વાર.**

**સંધ્યા** થઈ. આખોય ગિરનાર ઝાલરોના રણકારથી રણકી રહ્યો.

રાત્રિ મૃદુ મૃદુ પગલે ગિરનાર પર પગલાં પાડતી થઈ એ વખતે ઈસરદાને માધવીને બીજી એક યુવતી સાથે ધીમે પગલે ગૌમુખી ગંગા તરફ આવતી જોઈ.

"સવારે નક્કી કર્યા મુજબ તમે બરાબર આવ્યાં." ઈસરદાને માધવીને આવકાર આપ્યો.

"આવવું જ જોઈએ. અમે દિવસો, મહિનાઓ અને વર્ષોથી જેમને માટે તપ કરી રહ્યાં છીએ એ તપની સિદ્ધિ મળતી હોય એ વખતે તો અમારે માટે એક ઘડી પણ ઘણી કીમતી છે."

માધવી અને વાસંતીએ ઈસરદાનને પ્રણામ કર્યા.

"આ કોણ ?"

"એ વાસંતી."

"તો તો તમે પણ જૂનાં જોગી !" ઈસરદાન હસ્યો. "બેસો, બેસો." પોતાની સામેની શિલા પર બન્નેને બેસવા ઈસરદાને કહ્યું.

માધવી અને વાસંતી બન્ને શિલા પર એકસરખી ગોઠવાઈ ગઈ.

"તમે તો બધાં રાજવંશી રહ્યાં એટલે તમારાં બેસણાં સિંહાસન પર હોય. અહીં તો આ શિલાઓ સિંહાસન સમી..."

"આ કુદરતનાં સિંહાસનો આગળ સુવર્ણનાં સિંહાસનો નમસ્કાર કરે છે." માધવી હસી.

"બોલો, શું થયું ?" ઈસરદાન મૂળ વાત પર આવ્યો.

"સવારે આપણે મળ્યા પછી હું તુરત તારા પાસે ગઈ. એને હું જો એમ ખબર આપું કે આપ ગિરનાર પર આવી ગયા છો તો તો એના મગજ પર પાછી કાંઈ વધુ પડતા હર્ષની અસર થાય. એટલે મેં બહુ ધીરેથી એને વાતે ચડાવી એવા ખબર આપ્યા કે, આજે જે યાત્રીઓ અન્નક્ષેત્રમાં આવ્યા એમાં ઈસરદાન જેવું કોઈક લાગે છે."

"પછી ?"

"આપનું નામ સાંભળતાં એનો કરમાઈ ગયેલો ચહેરો તુરત પ્રફૂલ્લો અને એ ઊભી થઈ ગઈ."

"પછી તમે શું કહ્યું ?"

"મેં એને સમજાવી કે, હું જાતે આજ રાત્રે તપાસ કરીશ અને જો ઈસરદાનજી પોતે હશે તો આપણે જરૂર એમને મળશું. આ રીતે વાતચીત થતાં એણે ગિરનાર સામે જોયું અને પ્રાર્થના કરતી હોય એ રીતે આંખો વીંચી ઊભી રહી."

"તબિયતને કંઈ આંચ તો નથી આવીના ?" ઈસરદાને ઉતાવળે પૂછ્યું.

"ના, ના. આજે તો એને મેં એટલી બધી ઉલ્લાસમાં જોઈ કે જેનું હું વર્ણન ન કરી શકું. આપની હાજરીથી મને હવે શ્રદ્ધા રહે છે કે એ પોતાનું સ્વાસ્થ્ય સંપૂર્ણપણે પાછું મેળવશે. અને હું તથા વાસંતી આપને એજ પ્રાર્થના કરીએ છીએ કે તારાને બચાવવા ખાતર બીજું કંઈ નહિ પણ આપ થોડા દિવસ અમારા મહેમાન થાઓ."

"તમારી વાત સાચી છે પણ........."

"અમે આપને વીનવીએ છીએ કે બીજી બધી પ્રવૃત્તિ છોડી આપ તારાને બચાવો."

ગિરનારની શાંતિમાં ઈસરદાને થોડીવાર શાંતિ સેવી.

"હરદ્વારના પ્રસંગ પછી તારાને એના પિતાએ સમજાવવાના ઘણા ઘણા પ્રકારે પ્રયત્નો કર્યા પણ એને તો આપના સિવાય..."

"એ બધું હું તમારા એક શબ્દમાં સમજી ગયો. તારાને સુખી કરવા હું પોતે આતુર છું પણ એને શી રીતે સુખી કરવી એ મારે માટે બહુ કઠિન કામ થઈ પડયું છે."

"બીજું કંઈ નહિ તો આપ થોડા દિવસ અમારી સાથે રહો." મૌન સેવતી વાસંતીએ હાથ જોડ્યા.

"પણ તમે બધાં અહીં ગિરનાર કેમ આવ્યાં ?" ઈસરદાને વાતનું વળું બદલાવવા પ્રયત્ન કર્યો.

"એ બધું આપને અંગેજ થયું છે. આ અન્નક્ષેત્રો પણ આપને લીધેજ ખૂલ્યાં છે." વાસંતી બોલી ઊઠી.

"કહોને શિકારને પકડવાની શિકારીએ આ જાળ ગોઠવી છે." ઇસરદાન જોરથી હસ્યો. સાથે આખો ગિરનાર હસતો હોય એવા પ્રતિધ્વનિઓ સંભળાયા.

"એક વાત કહું?"

"જરુર કહો."

"તમે ક્ષત્રિય છો. હું ચારણ છું. ગુરુ શિષ્યનો સંબંધ પુરાણકાળથી ક્ષત્રિયો અને ચારણો વચ્ચે ચાલ્યો આવે છે. શિષ્યની પુત્રી એટલે શિષ્યા, ગુરુને પોતાનો કરવાનો પ્રયત્ન કરશે તે દિવસે હળાહળ કળિયુગ આર્યાવર્તને આંગણે ઊતરશે. એક વાત છે કે, તમારા દેશમાં ધર્મ અને નીતિને તમે માનતા ન હો તો મારી આ વાત તમારે ગળે નહિ ઊતરે. પણ કામરૂદેશને કંઠે સદાચારનો જો સહેજ પણ વસવાટ હોય તો તમે પણ મારી સાથે એકમત થઈને કહેશો કે તારા માર્ગ ભૂલી છે. એના જીવનનાં વ્હેણ ખોટે માર્ગે વળ્યાં છે. એનાં વહેણ સાચી દિશામાં વાળવાં એ આજનો તમારો ધર્મ છે."

માધવી અને વાસંતીને આ ભવ્ય પુરુષના શબ્દો અણમૂલા લાગ્યા.

"અને બીજી વાત એ છે કે તમે કદાચ તમારો ધર્મ ચૂકો પણ હું ચારણ છું. મારાથી મારો ધર્મ ન ચુકાય. ચારણની માતાઓ જગદંબા તરીકે પૂજાય છે. જગદંબાના ઉદરમાં નવ માસ પોષાયલો ચારણ જે દિવસે નીતિનો પંથ ચૂકશે તે દિવસે એ ચારણ નહિ હોય પણ ભીખ માગતો કોઈ સામાન્ય બંદીજન હશે. જે માણસને જાતનું, કુટુંબનું, દેશનું ગૌરવ નથી એ માણસ માને પેટે જન્મ્યો એ ન જન્મ્યા બરાબર છે. ચારણની યશકથાઓ તો ઇતિહાસને પાને ઉજ્જવલ છે."

ઈસરદાન બોલતો બોલતો થોડીવાર થોભ્યો.

"તમારા એક ભાઈ તરીકે તમે કહો તેટલી સેવા કરવા હું તૈયાર છું. તારાને બચાવવા ખાતર, એને સુખી કરવા, એનું કલ્યાણ થાય એ હેતુથી તમે કહો તે કરવા હું તૈયાર છું. પણ હું ચારણ રહું, મારી જાતનું ગૌરવ સચવાય, ચારણો અને ક્ષત્રિયો વચ્ચેનો ધર્મ જળવાય એ શરતે." ઈસરદાનનાં નયનો કામરૂ-દેશની આ બે યુવતીઓ સામે અંધારામાં ચમકી ઊઠયાં.

માધવી અને વાસંતી ઈસરદાનની ભવ્યતા આગળ નમી પડી.

"એક મુદ્દો છે. તારાનો મારા તરફ મોહ નથી પણ સાચો પ્રેમ છે એ હું સમજી શકું છું. મોહને ખાતર આવાં અન્નક્ષેત્રો મંડાયાનું ક્યાંઈ સાંભળ્યું નથી. એ પ્રેમને હું પૂજું છું—એ પ્રેમને હું પ્રભુ માનું છું. પણ તમે બન્ને બહેનો તારાને સમજાવો કે ચારણ પુરુષ અને ક્ષત્રિય સ્ત્રી વચ્ચે પતિ–પત્નીનો પ્રેમ સંભવી શકેજ નહિ. એ કલંક આર્યાવર્તને કોઈ દિવસ લાગ્યું નથી અને લાગશે પણ નહિ. કાળને કોઈ પહોંચી શક્યું નથી. કાળ આવતી કાલે શું કરશે અને કરાવશે તે આપણે જાણતા નથી. પણ એટલી તો મારી શ્રદ્ધા છે કે, ચારણો અને ક્ષત્રિયો વચ્ચેનો સંબંધ યાદ કરી ચારણનો દીકરો આવા અણુજુગતા પંથે નહિ જ ચડે. **ભૂલેચૂકે જો કોઈ ચારણનો દીકરો એ પંથે પગલાં માંડશે તે દિવસે ચારણોમાં જગદંબાઓ નહિ પ્રગટે."**

"આપ અમારી સાથે પધારી આ રીતે તારાને સમજાવો તો?" વાસંતીએ માર્ગ કાઢવા પ્રયત્ન કર્યો.

"હું આવું, જરુર આવું અને તારાને સમજાવું પણ એ પહેલાં તમે એને કાને આ વાત યથાર્થ રીતે નાંખો."

"અમારા કરતાં આપ જ જો આ રીતે એમની સાથે વાત કરો તો વધુ સારું."

થોડીવાર ઈસરદાને મૌન સેવ્યું.

"એક કામ કરશો ?"

"આપ કહો તેમ."

"તારાને થોડા દિવસ ગિરનાર પર લાવો તો ?"






## પ્રકરણ ૨૩ મું

**વિધિએ ઘડી કામિની, ગોખેથી કાઢે ગાત્ર,**
**દેવતાઓનાં મન ડગે, માનવી કોણ માત્ર?**

"ઈસર, તારી હું ક્ષમા માગું છું."

"કેમ કાકા, શું થયું ?"

"તને મેં હવે બરાબર ઓળખ્યો."

"કઈ રીતે ?"

"ચારણકુળને તું જગતમાં અમર કરીશ એવી મને હવે ખાત્રી થઈ ગઈ છે."

"કાકા, એકાદ છંદ લખી નાખો." ઈસરદાન આસા બારોટ સામો હસ્યો.

"તેં કામરૂદેશની એ જુવાન બહેનો સમક્ષ ચારણ જાતિના જે ધર્મ સમજાવ્યા એ મેં કાનોકાન સાંભળ્યા........"

"તમે ક્યાં હતા, કાકા ?"

"મેં તમારી વચ્ચેની બધી વાતો છુપાઈને સાંભળી છે."

"પણ એ વાતોમાં કંઈ છુપાવવા જેવું ન્હોતું જ."

"ઈસર, પોતાનો દીકરો કોણ છે એ દશરથ રાજા, રામને માગવા વિશ્વામિત્ર આવ્યા ત્યારે, ન્હોતા જાણી શકયા, એ મુજબ હરદ્વારમાં તને, મેં અને સુજાએ જાણ્યો નહિ અને અમે નકામી ઉતાવળ કરી ભદ્રેસ તરફ તને ઘસડી ગયા."

"કાકા......"

"નહિ ઈસર, તું તો ચારણકુળમાં ભાણ સમાન......"

"કાકા, હું તો સામાન્ય ચારણ છું. ચારણ જેવા પવિત્ર કુળમાં મારો જન્મ થયો એ મારું સુભાગ્ય છે."

"ભાઈ..." આસા બારોટની આંખ્યોમાં હર્ષાશ્રુ આવ્યાં.

"આજે આપણે ભરત વન જવું છે, એ યાદ છે ના ?" ઈસરદાને કાકાને બીજે માર્ગે વાળવા પ્રયત્ન કર્યો.

"હા, ભરત વન ને શેષા વનની જગ્યાનાં, ગૌમુખીના સાધુ બહુ વખાણ કરતા હતા."

"આજે સાંજે આપણે ત્યાં જશું અને બે–ત્રણ દિવસ ત્યાં આ અન્નક્ષેત્રની અન્નપૂર્ણાના આપણે અતિથિ થાશું."

"એ ત્યાં રહે છે ?"

"આજથી ત્યાં રહેવા આવે એવી ગોઠવણ ગઈ રાતે જ થઈ ગઈ છે."

"આપણે એની સાથે રહેવાનું છે ?"

"હા. બીશો માં. એ કામરૂદેશની કામિનીઓ તમારા પર કંઈપણ કામણ નહિ કરે." ઈસરદાને મિત્રભાવે આસા બારોટ સામે કટાક્ષ બાણ ફેંક્યું.

આસો બારોટ હસ્યો.

"માફ કરજો કાકા, તમારી સાથે મારે નાનપણથી ભેરુબંધી જેવું થઈ ગયું છે એટલે કંઈ અઘટિત બોલાતું હોય તો."

"ઈસર, તારા જેવા ભત્રીજા સહુને મળજો."

"કાકા, બીજી એક અગત્યની વાત મારે તમારી સાથે કરવાની છે."

"શું વાત ?"

"તમારી પરવાનગી લેવાની છે."

"શેની પરવાનગી ?"

"મારે કાલ રાતે તમારાથી છૂટું પડવું પડશે."

"એટલે ?" કંઈક અજાયબીથી આસા બારોટે ઈસરદાન સામે જોયું.

"કાલ રાતે હું જાગરણ કરવાનો છું."

"જાગરણ !?"

"હા."

"કેમ ?"

"મારે એક જુવાન સ્ત્રીના આત્માને જાગૃત કરવો છે."

"એટલે, હું કંઈ ન સમજ્યો."

"કાલે રાતે હું અને તારા શેષા વનના એક ભોંયરામાં સાથે રહેવાનાં છીએ."

આંખના પલકારામાં આસો બારોટ આખીયે વાત સમજી ગયો.

"ઈસર, એ અખતરો કરવો છે ?"

"મારે ખાતર નહિ પણ એક જુવાન બાઈને ઉગારવા ખાતર."

"શું કરીશ ?"

"એ તો ભગવાન જાણે."

"એને સમજાવીશ કઈ રીતે ?"

"ભગવાન જે બુદ્ધિ આપે એ બુદ્ધિના બળ વડે."

આસો બારોટ સહેજ વિચારમાં પડી ગયો.

"કેમ કાકા, શું વિચાર કરો છો ?"

"મને હવે મારા ભત્રીજામાં સંપૂર્ણ વિશ્વાસ છે......"

"પણ કાકા, મામલો ગંભીર છે. એક જુવાન સ્ત્રી, એ પણ કામરૂદેશની સ્ત્રી, પોતાને જેની લગની લાગી છે એવા જુવાન પુરુષને, આવી શાંતિમાં, આવી એકાંતમાં અને એ પણ રાત્રે મળે એ સ્થિતિ જરા વિચારવા જેવી તો છે." ઇસરદાને આસા બારોટનું દિલ વાંચવા પ્રયત્ન કર્યો.

"ઇસર, હું હવે તારે માટે નિશ્ચિત છું. ગમે તેવી સ્થિતિમાં તારે માટે હવે મારા પેટનું પાણી પણ નહિ હલે."

"એ ભલે તમે કહો તે હું સાચું માનું પણ જુવાન સ્ત્રી-પુરુષ આવી એકાંતમાં રાત સાથે રહે......"

"ઇસર, હજુ એવો કળિયુગ નથી આવ્યો, અને કળિયુગમાં-હળાહળ કળિયુગમાં પણ ઇસર જેવા જુવાન માટે કંઈ શંકા ન જ હોઈ શકે."

"નહિ કાકા, તમારી હાએ હા હું નહિ ભણું. જ્યાં સ્ત્રી-પુરુષ એકાંતમાં હોય ત્યાં કામદેવ પોતાની શસ્ત્રસામગ્રીનો તુરત ઉપયોગ કરે છે. સર્વ શંકર ભગવાન નથી હોતા કે કામદેવનાં શસ્ત્રો બૂઠાં કરે."

"પણ ઇસર......"

"કાકા, ઈસર પણ માટીનો બનેલો માનવી છે. કામ, ક્રોધ, મદ, મોહ, લોભ હજુ ઈસરને સ્પર્શે છે. એટલે જ્યાં એ બધું તજનાર સંત મહંતો પણ કામદેવનાં શસ્ત્રો આગળ શિર નમાવે છે ત્યાં ઈસર બિચારો કોણ ?"

આસો બારોટ જુવાન ભત્રીજા સામે મીટ માંડી ઊભો થયો.

"ઈસર, તું તો જુદી માટીનો......"

"કાકા, મારે એ કંઈ સાંભળવું નથી."

"ઈસર, તું મારી એક વાત સાંભળ."

"શું ?"

**"આ જગતમાં સર્વ અનર્થનું મૂળ પુરુષ છે."**

"એટલે ?"

"સ્ત્રી અને પુરુષના વ્યવહારમાં કોઈ દિવસ સ્ત્રી પહેલ કરતી નથી."

"હું ન સમજ્યો." ઈસરદાને આસા બારોટને સમજવા પ્રયત્ન કર્યો.

"જગતમાં જેટજેટલા સ્ત્રી પુરુષના અનર્થો થયા છે એનું પાપ પુરુષને શિરે હોય છે."

"કાકા, હજુ તમારું કહેવું પૂરેપૂરું મારે ગળે ઊતરતું નથી."

"ઈસર, સ્ત્રીને પોતાના સ્થાનમાંથી પહેલી પુરુષ ચલાયમાન કરે છે."

"સ્ત્રી નહિ ?"

"ના."

"તો પછી આ રંભાઓ અને ઉર્વશીઓ......"

" એ અપ્સરાઓ તો સકારણ આવતી હતી. એને તો અમુકનાં તપ ભંગ કરાવવાં હતાં."

ઈસિરદાન આસા બારોટ સામે જોઈ રહ્યો.

" ઈસિર, હું જે વાત કરૂં છું તે જુદા મુદ્દા પર છે."

" એ મુદ્દો કીયો ? "

**" જો પુરુષ જગતમાં પવિત્ર રહે તો આખાય જગતમાંથી અપવિત્રતા દૂર થાય."**

" એટલે તમારું કહેવું એવું છે કે, સ્ત્રી–પુરુષના જે વિકારો છે એને પોષવામાં પુરુષ પ્રાધાન્યપદે છે."

" હા, હવે તું બરાબર સમજ્યો. તારા તને ગમે તેવો લલચાવે, એ કામદેવની સ્ત્રી રતિ બનીને તારી સમક્ષ ઊભી રહે પણ તું જો અચળ હો તો કામદેવની તાકાત નથી કે તમારી એકાંતમાં એ પોતાનાં શસ્ત્રો લઈ આવી શકે."

" તો પછી એમ કેમ ન કહેવાય કે પુરુષ અધમ થાય પણ સ્ત્રી અચળ..........."

" આપણો મુદ્દો જુદો છે. જગતના આ વિપરીત માર્ગમાં પહેલ કોણ કરે છે એજ પ્રશ્ન છે. હું કહું છું કે સ્ત્રી કદી પહેલ કરતી જ નથી. સ્ત્રી એટલે પવિત્રતા. સ્ત્રીની પવિત્રતા અભડાવતો પુરુષ એ જગતનું મોટામાં મોટું પાપ છે."

" તો પછી આપણે પણ એમાંના એકના ? " ઈસિરદાન હસ્યો.

" જરુર, આપણે બન્ને પુરુષ છીએ. પણ મારામાં અને તારામાં ફેર છે."

"કાકા, એ તો કોઈ ન કહી શકે. પ્રભુ જેને બચાવે એ બચે. મેં પણ માધવીના સમજાવવાથી આ સાહસ ખેડવાની કબુલત આપી છે, પણ હજી હું થરથરૂં છું. જ્યાં દેવતાઓની મૂછોનાં પાણી ઊતરી ગયાં છે ત્યાં માનવીનાં શાં ગજાં ?"

"ઇસિર, માનવી માનવીમાં ફેર........."

"કાં હવે શેષાવન તરફ ચાલવું છે ના ?" ગૌમુખીનો સાધુ કાકા–ભત્રીજા સામે આવીને ઊભો રહ્યો.






## પ્રકરણ ૨૪મું

> ઊંચો ગઢ ગિરનાર, વાદળથી વાતું કરે,
> મરતાં રા'ખેંગાર, ખડેડી ખાંગો નવ થયો.

"ગિરનારનો આ ભાગ બહુ રમણીય છે." આસા બારોટે ચાલતાં ચાલતાં ગિરનારનાં ભવ્ય શિખરો અને એની ગિરિમાળા તરફ જોયું.

"ગિરનાર એટલે જ રમણીયતા. જ્યાં પ્રભુ રમણે ચડે એવો પ્રદેશ તો રમણીયજ હોય."

"સાધુ મહારાજ ક્યાં?" આસા બારોટે ઇસરદાનને પૂછ્યું.

"આવે છે. જરા કોઈ પરિચિત સાધુ સાથે વાતે ચડ્યા છે. આપણે ચાલીએ, એ આપણને પકડી પાડશે."

"ચાલવામાં માળો છે ભારી!"

" ગિરનારના સાધુ એટલે પવનપાવડીએ ઊડનારા. "

" એવું કંઈ આનામાં દેખાતું નથી. " આસો બારોટ હસ્યો.

" કાકા, સાધુઓને પારખવા સહેલા નથી."

" હું તો મારા ભત્રીજા ઈસરને સાચો સાધુ ગણું છું."

" કાકા, એ વાત ભૂલી જાઓ. સાધુ કહેવડાવવું અને સાધુ થવું એ બેમાં બહુ ફેર છે."

" હશે, પણ મારા ભત્રીજા માટે હવે બે મત નથી."

" એ ભત્રીજાની પરીક્ષા આજે રાત્રે થશે. " ઈસરદાન કાકા સામે હસ્યો.

" મને ખાત્રી છે કે, મારો દીકરો એ પરીક્ષામાં સફળ થવાનો જ."

" કાકા, એમાં કોઈએ અભિમાન કરવા જેવું નથી. "

" ઈસર, તારે માટે તો હવે મારે કંઈ કહેવાનું જ નથી."

" કાકા, આપની એ બધી વાત સાચી પણ કામ, ક્રોધ, મદ, મોહ અને લોભના પંજા વડે ત્યાં ભલભલા મહારથી મ્હાત થઈ જાય છે."

" એમાંય કેટલાક યોદ્ધા અડગ રહી શકે છે."

" એ તો મામલા વિનાના માંટી સહુ થાય પણ જ્યારે મામલો મચે ત્યારે કેટલા ઊભા રહે એ જોવાનું છે."

" મને ખાત્રી છે કે ગમે તેવા મામલામાં મારો ઈસર અજીત રહેવાનો."

" એ શ્રદ્ધા વધુ પડતી છે. કાકા, જ્યાં નવયોવનની વસંત ભભૂકતી હોય, સાથે સંગીત અને કલા સાથ પૂરી રહ્યાં હોય, વિકાસ અને વૈભવ વચવચમાં નૃત્યે ઊછળતાં હોય, જુવાની અને મસ્તી પીચકારીઓ ભરી ભરી સહુને રસતરબોળ કરતાં હોય,

સ્નેહ અને સૌરભ માદકતાના રસસંગમ રચતાં હોય, રૂપ અને લાવણ્યની દીપમાલાઓ ઝગઝગતી હોય ત્યાં........"

"ઇસિર, તારી બધી વાત સાચી છે, પણ એ બધા કાયદા માનવીઓ માટે છે."

"કાકા, માનવીઓ નહિ પણ દેવો પણ આવા મામલામાં ડગ્યાના દાખલા ક્યાં થોડા છે."

"ઇસિર......"

"કાકા, બીજી વાતો ન કરતાં તમે મને આશીર્વાદ આપો. તમારા આશીર્વાદ આવા મામલામાં મારું રક્ષણ કરશે એવી મારી શ્રદ્ધા છે."

ઇસિરદાને કાકા સમક્ષ નમ્રતા બતાવી.

"તમે તો બહુ ઝડપથી ચાલનારા છો." સાધુએ પછવાડેથી બન્નેને ઊભા રાખવા પ્રયત્ન કર્યો.

"કાં, મહારાજ! કોણ હતું?" આસા બારોટે સાધુને જોતાંજ પ્રશ્ન કર્યો.

"અશ્વત્થામા."

"અશ્વત્થામા!?!" આસો બારોટ એકાએક ઊભો રહી ગયો અને મોટેથી હસવા માંડ્યો.

"મહારાજ!"

"કેમ?"

"તમે ય ટાઢા પહોરના........" આસો બારોટ હસતો હસતો વાંકો વળી ગયો.

"કાકા, કાકા! આ શું કરો છો?"

"અરે, પણ આને અશ્વત્થામા મળ્યા!! માણસ હાંકે ત્યારે કંઈ બાકી........"

"કાકા, એમની વાત ખોટી નથી."

"ખોટી નથી તો શું એ વાત સાચી છે? અશ્વત્થામા, મહાભારતનો અશ્વત્થામા આજે હોય ખરો?! આવાં ને આવાં..."

"કાકા, કેટલીક અગમ્ય વાતો આપણને ન સમજાય ત્યારે મૌન રહેવું પણ એની હાંસી તો નજ કરવી."

"પણ ધોળે દિવસે ચાંદરણાં બતાવવા જેવી વાત કરે તો એની હાએ હા શી રીતે કહેવાય!"

"કાકા, અશ્વત્થામા અને ગુરુ દત્ત ગિરનારમાં વસે છે. બોલો, તમે હવે શું કહો છો?"

"કોઈએ જોયા?"

"આ મહારાજે જ હમણાં અશ્વત્થા........."

"ભાઈ, તો તો હું આ મહારાજને પગે પડું."

"કાકા......"

"અરે ભાઈ રહેવા દો, આ બાબતમાં આવી ફીકર કરવાની ન હોય." સાધુએ હસતાં હસતાં ઈસરદાનનો હાથ પકડ્યો.

"મહારાજ!" ઈસરદાને હાથ જોડ્યા, "હું એક વાત પૂછું?"

"પૂછો; મને કંઈ વાંધો નથી."

"ગુરુ દત્તનાં કોઈ વખત દર્શન થયાં છે?"

"દર્શન થયાં છે એમ કહેવાથી કંઈ અર્થ સરતો નથી. ગુરુ દત્ત તો અહીંની ટેકરીએટેકરીએ બિરાજે છે."

"પણ કોઈ ખાસ દિવસ એવો ખરો કે જે દિવસે ભગવાન દત્તનાં દર્શન અચૂક થાય."

"હા."

"એ કીયો દિવસ?"

"પૂર્ણિમા."

"દરેક પૂર્ણિમા કે એમાંય પાછો કોઈ ખાસ દિવસ છે?"

"વૈશાખી પૂર્ણિમા અમુક અંશે ખાસ જેવી ખરી."

"કીયે રૂપે ભગવાન દત્ત દર્શન દેય છે?"

"એમાં મોટી ભૂલભૂલવણી છે. ભગવાનને પારખવા એ બહુ સહેલી વાત નથી. આપણે ચાલતા હોઈએ એ કેડીએ કોઈ વખત એ સન્યાસી તરીકે આપણી આગળ ચાલતા હોય, કોઈ વખતે જટાજૂટ જોગંદરની માફક ધૂણી ધખાવી કોઈ ગુફાના મુખદ્વાર આગળ બેઠા હોય, કોઈ વખત ત્રિપુંડધારી બ્રાહ્મણ બની પૂજાની સામગ્રી લઈ મંદિરે મંદિરે જતા હોય, કોઈ વખત યાત્રી બની સાતપુડાનાં ઝરણાંઓ પર સૂતા હોય. આવાં આવાં અનેક રૂપો ધારણ કરે છે."

"તમને કીયા રૂપમાં દર્શન દીધાં?" આસો બારોટ હસ્યો.

"કાકા, કૃપા કરી આવી બાબતો પર હસશો નહિ. તમને આવી વાતો ન ગમે તો શાંતિ રાખો. તમે ન માનો તો કંઈ ફીકર નહિ. તમને શ્રદ્ધા ન હોય તો મૌન સેવો પણ જીભેથી એકપણ શબ્દ અનિષ્ટ ઉચ્ચારશો તો કોઈ દિવસ એનું પરિણામ એટલું બધું ભયંકર આવશે કે તમે જીવનભર એને યાદ કર્યા કરશો."

"ઈસર, આ બાવાઓ આવી આવી વાતો ઉડાડી જાત્રાળુઓ પર એક જાતની એવી અસર કરે છે......"

"કાકા, ફરીથી કહું છું કે જેમ ઓછી ચર્ચા કરો તેમ સારું. તમને શ્રદ્ધા ન બેસે તો આ સાધુઓનો કંઈ આગ્રહ નથી કે એ કહે છે એ તમે માનો ને માનો."

"પણ બાપ, કહેતલ ગાંડા પણ સુણતલ પણ ગાંડા!"

"કાકા, હું તમને એક વાત પૂછું?"

"ગિરનારની આ શિલાઓ જોઈ?"

"હા."

"આ શિલાઓને તમે કહો કે પડ તો એ પડે ખરી!"

"ના."

"ત્યારે જુઓ, સામેની દૂર દૂર જે શિલાઓ વાંકી છે તે દેખાય છે?"

"હા."

"એ શિલાઓ આમ વાંકી થઈને કેમ લટકી રહી છે એ વિષે જાણો છો?"

"ના."

"તો સાંભળો. સતી રાણકદેવીએ ગિરનાર સામે આંખ્યો માંડીને કહ્યું કે, 'રા'ખેંગાર મરતાં ગિરનાર, તું ખડડ્યો નહિ!' એટલામાં જ એ સતીને વચને એ ખડેડીને ખાંગો થયો. તુરત જ રાણકદેવીએ એને પડવાની ના કહી એટલે પડતો પડતો એ અટકી ગયો એટલે શિલાઓ જેમની તેમ લટકી રહી. આ રાણકદેવીની વાત તો હજી ગઈકાલની જ વાત છે. અને તમે બધા આખા મારવાડમાં એ વાત લગભગ રોજ કરો છો; ખરું કે નહિ?"

"એ વાત તો સાચી છે."

"એ વાત આજે તમને સાચી લાગે છે પણ હજાર વર્ષે એને કોઈ ખોટી કહેશે."

"એમ પણ બને."

"તો એજ મુજબ અશ્વત્થામા અને ગુરુ દત્તની વાતો સાચી માનવી કે નહિ?"






## પ્રકરણ ૨૫ મું

**નારી મંડણ નાવલો, ધરતી મંડણ મેહ,**
**પુરમાં મંડણ પંડિતાં, યામે નહિ સંદેહ.**

"પિતાજી, સાંભળ્યું ?"

"શું ?"

"નગરમાં એક કૌતુક થયું."

"શેનું ?"

"એક ચારણને ત્યાં દીકરી આવી."

"એમાં કૌતુક જેવું શું છે ?" પિતાંબર ભટ્ટ વસ્ત્રો બદલતાં બોલ્યા.

"પણ એ દીકરી જનમી ને તુરત બોલી!"

"શું બોલી ?"

"મારે દ્વારિકા જવું છે."

"એમ ચોકખું બોલી ?"

"હા, આખુંય નગર એને જોઈ આવ્યું."

"તો પછી તું અને તારી બા જોઈ આવ્યાં કે નહિ ?"

"મારી બા તો નો'તાં આવ્યાં પણ હું જોઈ આવી."

"એનું ઘર ક્યાં આવ્યું ?" પિતાંબર ભટ્ટે પગ ધોતાં ધોતાં પુત્રીને પૂછ્યું.

"આપણે રંગમતિને દરવાજે પીપળો છે........"

"હા, જોયો."

"ત્યાં એક તુંબેલ ચારણ રહે છે."

"હા, હા. ગાયો ખૂબ રાખે છે એજ ચારણના ?"

"એની જ દીકરી."

"એ ચારણ પોતે પવિત્ર છે."

"પણ પિતાજી, બાળક જનમીને તરત બોલી શકે ખરું ?"

"એમાં પૂછવાનું શું હોય. તું પોતે જ કહે છે કે એ છોકરી બોલી."

"મેં સાંભળ્યું નથી હો !"

"તેં નહિ પણ કોઈએ તો સાંભળી હશે ના ?"

"ઘણાંએ સાંભળી. આપણાં ઓતમ ફઈએ પોતે કાનોકાન સાંભળ્યું છે !!"

"તો સાચું."

"પણ મને હજી માન્યામાં નથી આવતું."

"તો કોઈને મોકલી બોલાવ ઓતમ ફઈને."

પિતાંબર ભટ્ટ દીકરી સાથે વાત કરતા ઘરમાં જમવા આવ્યા.

જમવાનો પાટલો તૈયાર હતો. પિતાંબર ભટ્ટની પત્ની પતિ માટે થાળી પીરસતી હતી.

"સાંભળ્યું, ભટ્ટાણી !"

"હા, આખું ગામ આજે એ ચારણની છોકરીની જ વાતો કરે છે."

"તો જઈને જોઈ આવો ને!" પિતાંબર ભટ્ટે પાટલા પર આસન જમાવી મંત્ર ભણી પત્ની સામે જોયું.

"મને તો એમાં કંઈ શંકાજ નથી."

"પણ પિતાજી, મને શંકા છે."

"કેમ ?"

"હું જન્મી ત્યારે બોલી હતી ખરી ?"

"ના."

"તો પછી આ છોકરી બોલે એ સાચી વાત હું કેમ માનું ?"

"લ્યો ભટ્ટાણી દીયો જવાબ."

પિતાંબર ભટ્ટે હસતાં હસતાં પત્ની સામે જોયું.

"ભટ્ટજી, શું કહું ?"

"સાચું હોય એ કહો."

"હા, બા. કહે, કહે."

"ગંગા, તું એમ કર, એ છોકરી સાથે બે-ત્રણ કલાક રહી આવ."

"એ છોકરીને લઈને એનાં માબાપ આજે સવારે જ દ્વારિકાં ગયાં."

"દ્વારિકાં ગયાં પણ ખરાં ?"

"હા, હા. ખુદ જામરાવળજી પોતે એ છોકરીને જોઈ આવ્યા. આખું ગામ ઊલટ્યું એટલે છોકરીનો બાપ આ બધી

ધમાલથી ગભરાયો, અને આજે હમણાંજ ખબર પડી કે સૂરજ ઊગ્યા પહેલાં એ રાતોરાત નીકળી ગયો." ગંગાએ વિગતવાર હકીકત રજૂ કરી.

"આમ થયું છતાં તમે કેમ જોઈ ન આવ્યા?" પત્નીએ પતિ સામે આંખ માંડી.

"મેં સાંભળ્યું ત્યારે સાચુંજ માનેલું એટલે ખાત્રી કરવાની મને જરુર ન લાગી. ચારણોને ઘેર જગદંબાઓ પ્રગટવાના ઘણા ઈતિહાસ છે એટલે આવું આવું ઘણું બને છે. આપણે માનવું કે ન માનવું એ સહુસહુના દિલની વાત છે, બાકી ચારણો અને ચારણિયાણીઓ તો કોઈ વખત અજબ શક્તિ બતાવે છે."

"તો તો મારે એ છોકરી જોવી પડશે!!"

"પણ છે ક્યાં? ભટ્ટાણી, મોડાં પડ્યાં!" પિતાંબર ભટ્ટે વિનોદ કર્યો.

પિતાંબર ભટ્ટ જામનગરના વિદ્વાનોમાં પંડિત તરીકે પંકાતા. જામરાવળજીની માનિતી વ્યક્તિઓમાં પિતાંબર ભટ્ટનું સ્થાન ઊંચું હતું.

જામરાવળે ભૂજમાં કાકાના મૃત્યુનું જે પાપ લીધું હતું એના નિવારણ અર્થે ઘણું પુણ્યદાન કર્યું. નગર વસાવ્યા પછી કવિઓને દાન દેવામાં જામરાવળનું નામ ટૂંક વખતમાં આખાય દેશમાં અગ્રસ્થાને આવી ઊભું રહ્યું.

સાહિત્યનો દરબાર હોય એમ જામરાવળના દરબારમાં રોજ નવા નવા કવિઓ અને પંડિતો આવતા. નગર વસાવ્યા પછી થોડા વખતમાં જ નગર પંડિત નગરી જેવું ગણાવા લાગ્યું, અને ઠેઠ કાશી સુધી છોટી કાશી તરીકે હાલારના આ પાટનગરની ગણના થઈ.

પંડિતોમાં પિતાંબર ભટ્ટને એક કામ જામરાવળે સોંપેલું. દરબારમાં જે કવિઓ આવે તેની કદર કરવી એ કામ પિતાંબર ભટ્ટનું હતું. કવિની કવિતામાં કેટલું રહસ્ય છે, એ કવિતાની કદર માટે રાજ્યે શું આપવું જોઈએ એ બધું પિતાંબર ભટ્ટ નક્કી કરતા. કોઈ કવિની ઝડઝમક સારી હોય, જામરાવળને એ ગમી હોય, પોતે એ કવિને એને અંગે ઇનામ આપવાના હોય પણ જો પિતાંબર ભટ્ટને એ કવિતા ન ગમે અને એ જો ના કહે તો જામરાવળ પોતાની ઇચ્છા છતાં એ કવિને ઈનામ ન આપી શકે. આ જાતની વ્યવસ્થા પહેલેથી અખંડ ચાલી આવતી હતી.

પિતાંબર ભટ્ટે આજસુધીમાં બારસો ઘોડાં કવિઓને દાનમાં આપ્યાં હતાં.

જામરાવળ સાહિત્યનો પોષક છે; સરસ્વતીનો ભક્ત છે. પિતાંબર ભટ્ટ જેવા પુરુષ જેમના દરબારમાં પંડિત છે અને કવિઓની કદર કરવામાં ભારતવર્ષમાં એ રાજાનો જોટો નથી એ સાંભળી દેશદેશના કવિઓ નગરના દરવાજા ઠોકી જતા.

પિતાંબર ભટ્ટ સહુ કવિઓને એમની કુશતળાના પ્રમાણમાં કદર કરતા.

પિતાંબર ભટ્ટની પત્ની નગરના સ્ત્રીવર્ગમાં સારું સ્થાન ધરાવતી. પતિનું રાજદરબારમાં ઊંચું સ્થાન જોઈ પત્ની આત્મ-સંતોષ અનુભવતી.

ચારણને ત્યાં જન્મેલી છોકરી બોલે અને પોતાને ત્યાં જન્મેલી છોકરી ન બોલે એ સ્થિતિએ ભટ્ટાણી આજે મુઝાણી. પિતાંબર ભટ્ટને પોતાની સ્ત્રી માટે બહુ ઊંચું માન હતું. સીતા અને સાવિત્રી એ તો ભૂતકાળની વાતો હતી પણ પોતાના ગૃહમાં પોતાની સ્ત્રી સીધું સાદું સરળ અને સાચું સ્ત્રીજીવન ગાળે તો એને સતી કેમ ન ગણવી? પતિને સર્વ પ્રકારે સંતોષે, પતિના સુખદુઃખની સાથી બને, પતિની પ્રતિકૃતિ તરીકે પતિની સર્વ

આજ્ઞાઓ સંપૂર્ણપણે પાળે, પતિના જીવનમાં સોળેસોળ આના શ્રદ્ધા રાખી પવિત્ર જીવન ગુજારે તો સતીમાં અને પોતાની સ્રીમાં ફેર શું ?

" ભટ્ટજી, એક વાત પૂછું ? "

" શું ? "

" આપ પવિત્ર છો ? "

" કેમ પૂછો છો ? "

" હું માનું છું કે આપ પવિત્ર છો, હું પણ પવિત્ર છું છતાં આપણે ત્યાં એવા આત્મા કેમ દેહ ધારણ ન કરે કે જે જન્મતાં જ બોલે ! "

" હવે બરાબર, હું ક્યારનો તમારા દિલની મૂંઝવણ પામી ગયો હતો. "

" તો પછી મારી શંકાનું નિવારણ કરો. "

પિતાંબર ભટ્ટે હાથ ધોયા.

" આવો ભટ્ટાણી, ઓસરીમાં આવો. તમને એક વાત કહું."

ભટ્ટાણી પતિની આજ્ઞા મુજબ હાથ ધોઈ ઓસરીમાં આવ્યાં.

" કાં, ગંગા..."

" આવો આવો ઓતમ ફૂઈ, તમે ચારણની દીકરીને બોલતી સાંભળી ના ? " ગંગા કૂદીને ફૂઈને વળગી પડી.

" હા, બહેન ! મેં બરાબર સાંભળી. "

" જુઓ પિતાજી, ફૂઈ કહે છે એ સાંભળો."

" હું તો માનું છું. મને કંઈ શંકા નથી."

"ભાભી, તમે ન આવ્યાં. બાકી આવ્યાં હોત તો જોવા જેવું હતું. ઓ હો હો, શું માણસ! આખો મનખો ઊલટયો હતો. જામરાવળજી પણ આવી ગયા. ભાઈ, તમે કેમ ક્યાંઈ દેખાણા નહિ?"

"બેન..."

"એમને ક્યાં આ કવિઓ જરાપણ ફુરસદ લેવા દેય છે! કોઈ દિવસ પચીસ તો કોઈ દિવસ પચાસ. એ બધાની કવિતાઓ સાંભળવી, એનું ઇનામ નક્કી કરવું, એ બધાને માનસર રાખવા એ બધું ય પોતાને માથે રાખ્યું છે." ભટ્ટાણી બોલી ઊઠયાં.

"અને ફૂઈ, કવિઓ પણ જુદી જુદી જાતના આવે છે."

"તું દરબારમાં કોઈ દિવસ ગઈ'તી ?" ફૂઈએ માંચી પર બેસતાં બેસતાં ગંગાને ખોળામાં લીધી.

"અરે, એને તો કાલે બહુ મઝા આવી." પાન ખાતા ખાતા પિતાંબર ભટ્ટ હિંડોળા પર બેઠા.

"શું થયું ગંગા?"

"ફૂઈ, એક કવિ મોટે અવાજે બોલ્યો:

**ભીંતાં ઉપર સલીયાં,**
**સલીયાં ઉપર વલીયાં;**
**વલીયાં ઉપર નલીયાં,**
**ચારે તુક મલીયાં."**

"પછી બીજો કંઈ બોલ્યો ?"

"હા, એણે તો ભારે કરી.

જામ જામ જામડી,
મુજે દે દે ગામડી;
તેરા હો જાય નામડી,
મેરા હો જાય કામડી. ”

ગંગાને કવિની માફક બોલતી સાંભળી સહુ હસી પડયાં.



ઈસર અને તારા

## પ્રકરણ ૨૬ મું

**સજણ સિધાયા હે સખી, સૂના કરે અવાસ,**
**ગલે ન પાણી ઊતરે, હીયે ન માવે સાસ.**

"**વાસંતી!** સૂર્યનારાયણ ઊગ્યા છતાં હજી તારા કે ઇસિરદાન કોઈ બહાર નથી આવ્યું ?"

"ના."

"શું થયું હશે ?" માધવીએ શેષાવનના ભોંયરાના મુખદ્વાર સામે જોયું.

બન્નેએ ચિંતામાં ભોંયરા સામે મીટ માંડી એટલામાં આસો બારોટ ઉતાવળે માધવી પાસે આવ્યો.

માધવીએ અને વાસંતીએ નમસ્કાર કર્યા.

"કેમ બારોટજી!"

"ઈસર ક્યાં ?"

"ભોંયરામાં છે."

"અત્યારસુધી ?" આસા બારોટે ભોંયરા તરફ દષ્ટિ માંડી.

થોડીવાર માધવી અને વાસંતી સાથે આસા બારોટે મૌન સેવ્યું.

"વાસંતી, તને કંઈ તારાએ કહ્યું હતું ?"

"ખાસ કંઈ કહ્યું નથી. પણ વાતચીતથી જણાયું હતું કે સૂર્યોદય પહેલાં પોતે ગુફા બહાર આવી જશે."

"એમ તો મને પણ કહ્યું હતું કે ઉષાને અજવાળે પોતે જરુર બહાર આવી જશે." માધવીએ વાસંતીના સૂરમાં પોતાનો સૂર પુરાવ્યો.

"પણ ઉષા ગઈ અને સૂરજ મારાજ આગળ આવ્યા છતાં તમે કહો છો એવું કંઈ જણાતું નથી."

"શું કરશું ?" માધવીએ આસા બારોટ સામે જોયું.

"તમે કહો એમ કરીએ." વાસંતી પણ ચિંતાભર્યે ચહેરે ગુફા સામે જોતી બોલી.

"હું કહું એમ કરશો ?" આસો બારોટ પોતે કંઈ ઉકેલ કર્યો હોય એવે ચહેરે બોલ્યો.

"શું ?"

"આપણે ત્રણે ભોંયરામાં જઈએ."

"એમ કેમ જવાય ?"

"કાં ન જવાય ?" આસાએ પ્રશ્ન કર્યો.

માધવી અને વાસંતીએ એકબીજા સામે જોયું.

"બારોટજી, થોડીવાર રાહ જોઈએ." માધવીએ નિર્ણય જાહેર કર્યો.

" ભલે, મને કંઈ વાંધો નથી."

માધવી અને વાસંતીની ચિંતા ક્ષણે ક્ષણે વધતી જતી હતી.

" બારોટજી... !"

" બોલો. "

" હવે તો અમારી ધીરજ ખૂટી ગઈ છે. "

" ધીરજ તો મારી પણ હવે ખલાસ થઈ ગઈ છે. પણ તમારા કહ્યા વિના મારાથી ગુફામાં કેમ જવાય !"

માધવી મુઝાણી. એણે નીચું જોઈ મૌન સેવ્યું.

" માધવી, ચાલોને આપણે બારોટજી સાથે ગુફામાં જઈએ. વખતે તારાની તબિયત બગડી હોય અને ઈસરદાન એમને છોડીને બહાર આવી શકે તેમ ન હોય......"

" જે હોય તે, ભગવાનનું નામ લઈ આપણે હવે જવું તો જોઈએ."

" તો ચાલો."

આસા બારોટે ઉતાવળે પગલાં માંડયાં. એની પાછળ માધવી અને વાસંતી ચાલ્યાં.

ગુફામાં પગલાં માંડતાં શરૂઆતમાં અંધકાર લાગતાં ત્રણે ઊભાં રહ્યાં. પણ પછી ધીમે ધીમે સૂર્યનો ઝાંખો પ્રકાશ કોઈ સ્થળેથી આવતાં તેઓ આગળ ચાલ્યાં.

ગુફા વ્યવસ્થિત બાંધેલી હતી. થોડાં પગથિયાં ઊતર્યા પછી એક ચોક આવ્યો. ચોકમાં ઊભા રહી આસા બારોટે ચારે તરફ આંખ્યો ફેરવી.

" હવે કઈ તરફ જશું ? " માધવીએ પૂછ્યું.

" આ ખૂણામાં દીવાલ છે, એના પથ્થરમાં તડ જેવું કંઈક લાગે છે. " વાસંતીએ દીવાલ પર હાથ ફેરવ્યો.

દીવાલમાં એક સ્થળે છિદ્ર જોવામાં આવતાં આસા બારોટે એમાં ટચલી આંગળી ફેરવી કે તુરત એ પત્થર એની મેળે જરાક ખસ્યો. તુરતજ ઉપરથી જોર કરતાં એ શિલા જમીનમાં ઊતરી ગઈ.

ત્રણે ઉતાવળે આગળ વધ્યાં. ફરી એક લાંબી ગાળી આવી. ત્રણે એક પછી એક એ ગાળીમાં દાખલ થયાં. થોડું ચાલતાં ફરી પાછો એક ચોક આવ્યો. એ ચોકની સામે થાંભલાઓથી બનેલો એક મોટો મંડપ દેખાયો.

મંડપની અંદર જતાં જમણી બાજુ એક ઓરડો દેખાતાં ત્રણે ઉતાવળે એ ઓરડામાં ગયાં. ઓરડા પાસે પાણીનું એક ઝરણું હતું.

ત્રણેની અજાયબી વચ્ચે એક થાંભલે ઈસરદાનનું એક ઉપ-વસ્ત્ર પડ્યું હતું.

આસો બારોટ એ વસ્ત્ર જોઈ દોડ્યો અને ઝડપથી એને હાથમાં લઈ તપાસ્યું.

"આ ફાળિયું તો ઈસરનું છે. એ રાતના આ ફાળિયું ઓઢીનેજ સૂએ છે."

"તો તો આ સ્થળે તારા અને ઈસરદાન રાત્રે બેઠાં હોવાં જોઈએ."

"એ વાત ખરી પણ અહીંથી એ અલોપ ક્યાં થઈ ગયાં?" આસો આભો બની ચારે તરફ જોઈ રહ્યો.

"બહાર તો નહિ નીકળી ગયાં હોય ના?" વાસંતીએ શંકા બતાવી.

"બહાર તો હું આખી રાત રાહ જોઈને બેઠી છું."

"તો પછી જાય ક્યાં?" ત્રણે એ ઓરડામાં ચારે તરફ ઘૂમવા લાગ્યાં.

" માધવી, જોયું ? "

" શું ? " માધવીએ દૃષ્ટિ ફેરવી.

" આ મોતી. "

" આ મોતી તો તારાના માથાના બાલ સાથે ગૂંથેલાં મોતી જેવું છે ! "

" તારાનું શું થયું હશે ? "

વાસંતીના અવાજમાં ચિંતા હતી.

" બારોટજી, તારા અને ઈસરદાન અહીં હતાં એટલું તો ચોક્કસ થયું છે. "

" તો પછી અહીંથી ગયાં કયાં ? " આસો બારોટ ઓરડામાં ચારે ખૂણે ઘૂમતો હતો.

" માધવી, તું તારાને સાદ તો દે." વાસંતી બોલી ઊઠી.

તુરત માધવીએ મોટે સાદે તારાને બૂમ પાડી.

આસા બારોટે માધવીનું અનુકરણ કરી ઈસરદાનને મોટે સાદે બોલાવ્યો.

પણ એ બન્નેના અવાજ પથ્થર પર અથડાઈ પાછા આવ્યા.

" શું કરશું, માધવી ! "

" વાસંતી, મને કંઈ સૂઝ પડતી નથી."

આસો બારોટ કંઈક ધીરજ ખોતો હોય એવી એની મુખ-મુદ્રા જણાઈ.

" માધવી, કોઈ જાણકારને અહીં બોલાવીએ તો ? "

" કોને બોલાવશું ? "

બન્નેએ આસા બારોટ સામે જોયું.

"ગૌમુખીના સાધુને બોલાવી લાવું?"

"હા, હા." બન્નેએ એકસામટો જવાબ આપ્યો.

તુરત આસો બારોટ ઉતાવળે પગલે પાછો ફર્યો.

આસા બારોટના ગયા પછી માધવીએ વાસંતી સામે જોયું.

"વાસંતી, મને એક શક જાય છે."

"શેનો શક!?"

"ઇસિરદાન તારાના રૂપમાં લપટાયો હોય........"

"તોય શું?" વાસંતી બોલી ઊઠી.

"બન્નેને એમ લાગ્યું હોય કે, આપણ સહુને છોડી બંને કોઈ બીજે રસ્તેથી નાસી જઈ પોતાને અનુકૂળ આવે એ સ્થળે ભોગવિલાસ માણે."

"કંઈ ખાસ આ વાતમાં મને મહત્વ લાગતું નથી, પણ કંઈ કહેવાય નહિ. પુરુષ એ ભ્રમર છે—નારી પાસે લપટાતાં કેટલી વાર!?" વાસંતીએ બગાસું ખાધું.

"વાસંતી, એકાંત બૂરી છે. પરમ દિવસે ગોવિંદ સાથે એકાંત મળતાં થોડું ભાન હું ભૂલી હતી."

"એને પરણી લેને! માણસ સારો છે. ભોળો ભલો છે. જાગીરદાર છે. અક્કલ થોડી ઓછી છે પણ પુરુષ તરીકે કાઢી નાખવા જેવો નથી."

"તારે પરણવાની ઇચ્છા હોય તો ભલે, મને એની સાથે પરણવાની તો વાત જ ગમતી નથી."

" ત્યારે ? "

" હું તો થોડી મશ્કરી–નિર્દોષ આનંદની મશ્કરી–કરી એને બનાવવા ઇચ્છું છું; બાકી એવા જડભરત સાથે……"

"માધવી, જો, જો, સામેની ભીંતમાં……" વાસંતી ઓચિંતી બોલી ઊઠી.

" શું છે ? "

" ભીંતનો પથરો હાલ્યો; જોયું ? "






## પ્રકરણ ૨૭ મું

સેરાં મહવાં ઘાયલાં, ગળતી માઝમ રાત,
ઘોડ ચિડાં પારેવડાં, તિસ લાગે પરભાત.

**મા**ધવી અને વાસંતીએ મોટા અવાજ સાંભળ્યો અને એકાએક બે શિલાઓ ખસી ગઈ. શિલાઓ ખસતાં ઈસરદાન તથા તારાદેવી દેખાયાં.

"માધવી, વાસંતી! તમે બન્ને કેમ ચિંતાતુર દેખાઓ છો ?"

તારાએ આવી તુરત બન્નેના વાંસા પર હાથ ફેરવ્યા.

"અમે ભોંયરામાં આવ્યાં અને તમને ન જોયાં......"

"મેં ગુરુદેવને એજ કહ્યું હતું કે માધવી અને વાસંતીની ધીરજ ખૂટી ગઈ હશે." ઈસરદાન સામે જોતી તારા સહેજ હસી.

"ગુરુદેવ......!?"

"માધવી, આજ સવારે એક મહાયોગીના આશીર્વાદ સહિત ઇસરદાનજીની હું શિષ્યા બની છું અને તેઓએ મારા ગુરુદેવનું સ્થાન લીધું છે."

"ચાલો, બહાર કાકા મારી ચિંતા કરતા હશે." ઇસરદાને ત્રણે સામે જોયું.

"કાકા અમારી સાથેજ હતા. અહીંથી રસ્તો અમને જડે તેમ ન્હોતો એટલે તેઓ ગૌમુખીના સાધુને બોલાવવા ગયા." માધવીએ ખુલાસો કર્યો.

જાણે કદી બીમારી આવી જ ન હોય એટલી સ્વસ્થતા અને એટલું સ્વાસ્થ્ય તારાને પગલે પગલે માધવી અને વાસંતીએ અનુભવ્યાં.

સહુ થોડાં પગલાં ચાલ્યાં એટલામાં સામેથી આસો બારોટ સાધુ સહિત ઉતાવળે આવતા દેખાયા.

"અરે ઇસર......?"

"કાકા, ચાલો. બહાર બધી વાત કરીશ."

ગુફા બહાર આવતાં ખરા બપોરનો તડકો શેષાવનની વનરાઇમાં ડોકિયાં કરતો દેખાયો.

"માધવી, ગુરુદેવ માટે બધી વ્યવસ્થા બરાબર કરાવજે અને......"

"તારા, હું અને કાકા ગૌમુખી જશું."

"કેમ ?" તારાની આંખ્યો ચમકી.

"આટલી વારમાં આપણા બન્નેના ગુરુદેવે આપેલી આજ્ઞા ભુલી ગયાં ?"

"હા. હા. આપ પધારો." તારાએ ઇસરદાનને નમસ્કાર કર્યા.

તારાનાં બધાં દર્દો દૂર થયાં હોય એવી એની સ્થિતિ જોઈ માધવી અને વાસંતીએ સંતોષ અનુભવ્યો.

ઈશ્વરદાનને તારાએ ગુરુદેવ તરીકે સંબોધ્યો એ પાછળ શું ભેદ છે એ જાણવા માધવી અને વાસંતીએ આતુરતા સેવી.

સ્નાન ભોજનનો કાર્યક્રમ પતાવી તારાએ આરામ લીધો.

તારાને આજે સ્વસ્થતાથી ઊઘતી જોઈ માધવી અને વાસંતી ખુશી થયાં. શોષાવનની રમણીય, સાયંસંધ્યાનાં કુદરતી સૌંદર્ય ખીલી ઊઠ્યાં એ વખતે તારા ઊઠી.

તારાને નવજીવન પ્રાપ્ત થયું હોય એ રીતે એણે માધવી સામે મીટ માંડી.

"આજ તો બહુ મીઠી ઊંઘ લીધી !" માધવીએ હાસ્ય વેર્યું.

"ઊંઘ આવે જ ના ! માઝમ રાત માણ્યા પછીની શાંતિની ઊંઘ આવી જ હોય." તારાના મુખ પર પ્રસન્નતા છવાઈ.

"માઝમ રાત ?"

"હા, માઝમ રાત—પણ થોડો પ્રકાર ફેર." તારા હસી.

"ફેર એટલે ?" માધવીએ પ્રશ્ન કર્યો.

"વાસંતી ક્યાં ?"

"એ તો અહીંના નૈસર્ગિક સૌંદર્યઘેલી બની છે. હમણાં જ બોલાવું છું."

આંખના પલકારામાં વાસંતી સાથે માધવી પાછી આવી.

"કહો, તમારી આ પ્રકાર ફેરની માઝમ રાત વિષે કહો." માધવીએ આતુરતા બતાવી.

"શું કહું ? એ માઝમ રાતનાં વર્ણન કેટલાંક કરું ? માધવી, કાલની એ માઝમ રાતે મારો જીવનપલટો કરી દીધો."

"કઈ રીતે ?"

"ગુફામાં આપણે જે ઓરડો નક્કી કર્યો હતો ત્યાં અમે ગયાં."

"કંઈ પણ છુપાવવું નહિ હો !" વાસંતી વચમાં બોલી ઊઠી.

"ત્હારાથી અને માધવીથી મારા જીવનની એકપણ વાત મેં છાની રાખી નથી......"

"અમને તમારામાં સંપૂર્ણ વિશ્વાસ છે. વાસંતી, વચમાં તારે જરાય બોલવું નહિ." માધવીએ વાસંતીને સૂચના આપી અને કહ્યું: "હં, પછી ?"

"ઇસિરદાનજીને મેં વંદન કર્યાં અને એમના સિવાય કોઈને ન પરણવાની પ્રતિજ્ઞા સંભળાવી. મારી પ્રતિજ્ઞા સાંભળીને એ હસ્યા. એમણે ગૃહસ્થાશ્રમની વિશિષ્ટતા મને સમજાવી. ગૃહસ્થાશ્રમ એ પણ એક પ્રકારનો યોગ છે. પુરુષને એકજ સ્ત્રી અને સ્ત્રીને એકજ પુરુષ એ ગૃહસ્થાશ્રમની યોગ સાધના છે. એ યોગની પાછળ રહેલું માનવી જીવનનું રહસ્ય સંભળાવતાં આખોય વિકાસવાદ મારી આગળ રજૂ થયો. માણસ કોણ, ક્યાંથી આવ્યો, ક્યાં જવાનું છે એ વાત એટલી તો સરસ રીતે મારી આગળ મૂકવામાં આવી કે મારી આંખ સમક્ષ એક નવું ચિત્ર ખડું થયું. સ્ત્રી પુરુષ વચ્ચેની લગ્નભાવનાનું સાચું ભાન આ ચિત્રે કરાવ્યું. એક પત્ની અને પતિવ્રતાની મહત્તા આજે હું સાચે સ્વરૂપે સમજી. પુરુષ અને સ્ત્રી ધર્મભાવના વડે ઐક્ય સાધી વિકાસક્રમમાં શી રીતે આગળ વધે છે એનું તત્ત્વજ્ઞાન મારી આંખ આગળ સાચે સ્વરૂપે આવી ઊભું. પુનર્જન્મ અને કર્મના કાયદા આજે હું બરાબર સમજી. ઇસિરદાન પોતે પરણેલા છે. પરણેલો પુરુષ કોઈપણ સ્ત્રી સામે આંખ માંડે તો એ આંખમાં માતા, બહેન, પુત્રી, શિષ્યા કે મિત્રની દષ્ટિ હોવી જોઈએ. જે દિવસે એ દષ્ટિ કુદષ્ટિ બને તે દિવસે એ પુરુષની ગૃહસ્થાશ્રમની યોગ સાધના ખંડિત થાય છે. **સૌંદર્ય એ પ્રભુ છે. સૌંદર્યવતી સ્ત્રીને જોતાં પુરુષને વિકાર ભાવ જાગવો ન જોઈએ.** પ્રભુની એ પ્રભુતાનાં દર્શને તો સૌંદર્યપિપાસુ નયનોમાં ભક્તિભાવ જાગવો જોઈએ......"

"એક વાત પૂછું ?" વાસંતી વચમાં બોલી ઊઠી.

"વળી તારી પૂછપરછ ચાલી કે?" માધવીએ નયનો ચડાવ્યાં.

"ભલે પૂછે. બોલ વાસંતી, શું પૂછવું છે?" તારાએ સંપૂર્ણ શાંતિથી વાસંતી સામે જોયું:

"ઇસરદાનનાં પત્ની હવે હૈયાત નથી એટલે હવે એને કોઈ મનગમતી સ્ત્રીને પોતાની કરવામાં શું વાંધો?"

"એ વિષે હમણાંજ કહું છું. તારો પ્રશ્ન સાચો છે."

"હં, પછી?" માધવીએ આગળ સાંભળવા ઇંતેજારી બતાવી.

"એક પત્ની અને એક પતિની લગ્નભાવના સમજાવતાં એ પણ નક્કી થયું કે પરણેલા પુરુષની પરણેતર દેહ છોડી જાય એ પછી સાચો પુરુષ બીજી સ્ત્રીને પોતાની પત્ની બનાવી ન શકે. એ તો એની યોગ સાધના સાધ્યા કરે અને બીજે જન્મે પાછાં પતિ પત્ની તરીકે વિકાસક્રમમાં આગળ વધે. ઇસરદાનજીએ આ બધી સ્થિતિ અને એનાં અંગ ઉપાંગો મને સમજાવ્યાં. એ સમજાવતી વખતે એમની આંખ્યોનાં તેજ કંઈ અજબ લાગ્યાં. ગિરનારની ગુફા, રાત્રિની શાંતિ, અણબોલી એકાંત, પત્ની થવા તલસતી સૌંદર્યવતી સ્ત્રી, આવા આવા કંઈક યોગ સાથે મળેલા હોવા છતાં જેના નેણની એક પાંખડી પણ વિકારથી ન હલે એવો પુરુષ જગતમાં વંદનીય કેમ ન બને? ઇસરદાનજીની પવિત્રતાએ મારા દિલને સ્વચ્છ કર્યું, મારા દિલનો ભાર હળવો કર્યો. હું યુગ-યુગની ઊંઘમાંથી જાગી હોઉં તેમ એને ચરણે ઢળી પડી. મેં ક્ષમા માગી. જેને પતિ કરી હૃદયને સિંહાસને સ્થાપવા હું આકાશ પાતાળ એક કરતી હતી એ પુરુષે પોતાની પવિત્રતાથી મારા પર વિજય મેળવ્યો. એ માઝમ રાતે પ્રિયતમ પ્રિયતમાની રસહેલીને બદલે ગુરુ શિષ્યાની જ્ઞાનામૃતની રેલ ચાલી. માનવજીવનનું મંગલ મંદિર ખૂલ્યું હોય એવી ભવ્ય ભાવના મેં અનુભવી. એટલામાં તો જે સ્થળે અમે હતાં એ સ્થળની દીવાલમાં ચીરો પડ્યો. શિલાઓ

ખસી અને એક મહા જટાજૂટ જોગંદરનાં અમને દર્શન થયાં. અમને બન્નેને પોતાની સમીપ બોલાવ્યાં. અમે એ ભાગમાં ગયાં એટલે દીવાલ પાછી સંધાઈ ગઈ. હું તો એ જોગંદરને જોઈ સ્તબ્ધ બની ગઈ. મારી સ્થિતિ જોઈ એ બાલભાવે હસ્યા. મને જોઈ પોતે પ્રસન્ન થયા હોય એ રીતે મારા માથા પર હાથ ફેરવ્યો અને આજથી ઈસરદાન તરફ ગુરુભાવના રાખવા ઉપદેશ કર્યો. ઈસરદાનજીએ એ જોગંદરના પગમાં માથું નાખ્યું એ વખતે જોગીએ એમને બેઠા કરી પોતાની પાસે બેસાડ્યા અને જુદે જુદે પ્રકારે આજ્ઞાં કરતા હોય એ પ્રમાણે સંપૂર્ણ શાંતિથી સર્વ સમજાવી આશીર્વાદ આપ્યા. " તારા બોલતી બોલતી અટકી ગઈ.

" એ બધું વિગતવાર ક્યારે કહેશો ? " વાસંતીએ આતુરતા બતાવી.






## પ્રકરણ ૨૮ મું

શીલ નહિ લજ્જા નહિ, નહિ રંગ નહિ રાગ,
તે માણસ ઇમ છાંડીયેં, જીમ અંધારે નાગ.

"વાસંતી, માધવી કેમ આજે હજી દેખાતી નથી?"

"એ ને ગોવિંદસિંહજી ગિરનારની ગુફાઓ જોવા ગયાં છે."

"છેલ્લા થોડા મહિનામાં એ ગોવિંદ કંઇક હવે સુધર્યો લાગે છે."

"એનામાં તો હવે ઘણો ફેર પડી ગયો છે. જે તોછડાઇ, જે અહંપદ, જે જડભરતપણું આપણે એનામાં ડગલે ને પગલે અનુભવતાં હતાં, એ બધું હવે ગયું અને એને બદલે સુજનતા, શાંતિ અને સમજણ આવતાં જાય છે.

"એનો ગુરુ કોણ છે, તું કે માધવી?"

"સાચી વાત કહું તો માધવીએ જ એનામાં આ બધો ફેરફાર કર્યો છે. એ તો શરૂઆતમાં રાત્રે ઘોડા તૈયાર કરી જતો હતો."

"જવા દેવો તો."

"પિતાજીએ એને આપણી સાથે અંગરક્ષક તરીકે મોકલ્યો અને આપણે એને તુરતમાં પાછો ધકેલીએ તો પિતાજીને શું લાગે ? એ દ્રષ્ટિએ માધવીએ એને થોડોક બનાવ્યો અને રોકી રાખ્યો, પણ ક્રમેક્રમે માધવી સાથેના વસવાટથી એનામાં માણસાઈ આવી. એનામાં જે ઓછું હતું તે માધવીની સંગતથી ક્રમેક્રમે એને મળતું ગયું અને આજે તમે એની સાથે વાત કરો તો આ ગોવિંદસિંહ તમને જુદો જ લાગે."

"સારું થયું. માધવીએ પશુમાંથી એને માણસ બનાવ્યો હોય તો પુણ્યકાર્ય કર્યું કહેવાય."

"માધવીએ એને માણસ બનાવ્યો અને હજુ એક પગલું કદાચ એને આગળ વધારશે."

"શા રીતે ?"

"કદાચ એ બન્ને પતિ પત્ની............"

"માધવીને એ ગમે છે ખરો ?"

"એણે પોતે જ એને તૈયાર કર્યો એટલે જેમ કલાકાર પોતાની કલાની સફળતાએ રાચે એમ માધવી ગોવિંદસિંહને જોઈ હવે તો રાચે છે.

"તો તો હું બહુ રાજી."

થોડીવાર તારાએ મૌન સેવ્યું અને પછી તારા સામે જોયું.

"માધવી પરણીને સુખી થાય એમ તું પણ પરણે અને ગૃહસ્થાશ્રમનો યોગ સાધે..............."

“ હું પણ પરણીશ.” વાસંતીએ નેત્રો નીચાં ઢાળ્યાં.

“ ક્યારે ? ”

“ જ્યારે તમે પરણો ત્યારે ! ”

“ હું ? ” તારા ચમકી.

“ હા, તમે. ”

“ વાસંતી, હું તો પરણી ચૂકી. ”

“ કોને ? ”

“ જ્ઞાનને. ”

“ જ્ઞાનને એટલે ? ”

“ બીજા બધા પુરુષ તો મારે ભાઈ–બાપ છે એટલે હવે જ્ઞાન–વૈરાગ્ય સાથે મેં સંબંધ બાંધ્યો છે.”

“ ઈસરદાન...........”

“ એ ભૂતકાળની મનોવાંચ્છના હવે ગુરુ–શિષ્યમાં ફેરવાઈ ગઈ છે.”

“ તારા, આખું જીવન આ રીતે...........”

“ એમાં તને કંઈ ખોટું લાગે છે ? તું જોતી નથી, જ્યારથી મારી એ મનોવાંચ્છના બદલાણી છે ત્યારથી મારાં સર્વ દરદો દૂર થયાં છે ! ”

“ તમારામાં એક દિવસમાં ફેર તો ઘણો પડી ગયો પણ...........”

“ પણ શું ? ”

“ સાહિત્ય, સંગીત અને કલા, વૈભવ અને વિલાસ, હર્ષ અને આનંદ, સ્નેહ અને સૌરભ એ મલપતું જીવન મૂકી તમને આ ગુરુ–શિષ્યનું જીવન..............”

"તું કહે છે એ હું સમજી પણ જ્ઞાનમાર્ગનો પરમાનંદ એ તો કોઈ વીરલા સંતો માણી શકે છે. અને જેણે જેણે એ માણ્યો છે એને મન આ આનંદ, પ્રમોદ કે વૈભવ–વિલાસ કંઈ ચીજ નથી."

"ત્યારે હવે તું શું કરીશ ?"

"ગિરનારના એ ભવ્ય જોગીએ જે રીતે કાર્યક્રમ ઘડી આપ્યો છે એ મુજબ સર્વ વ્યવસ્થા કાલથી શરૂ કરીશું."

"એ કાર્યક્રમ શું છે ?"

"તારે વિગતવાર સાંભળવો હોય તો માધવી આવ્યા પછી કહીશ અને ટૂંકમાં સાંભળવો હોય તો હમણાં કહું."

"હમણાંજ કહો." વાસંતીએ વધુ આતુરતા બતાવી.

"વાસંતી, હવે હું ગિરનારમાંજ રહેવાની છું. આ અન્નક્ષેત્રો જેટલાં ચાલે છે એ બધાં સંકેલી લઈ હવે આ શેષાવનનું એક અન્નક્ષેત્ર ચાલુ રહેશે."

"પિતાજીને પૂછ્યું ?"

"પિતાજી એક વખત જાતે અહીં આવી જાય એવો હું પ્રબંધ કરીશ. પિતાજી પણ રાજકાજની ઉપાધિઓ છોડી અહીં મારી સાથે રહે એમ વીનવીશ. અને અમે બન્ને, પિતા પુત્રી જ્ઞાનમાર્ગનાં ઉપાસક બનશું."

"તો મને પણ તમારી સાથે રાખશો ના ?"

"વાસંતી, તારે તો પરણીને ગૃહસ્થાશ્રમ શોભાવવાનો છે. ગૃહસ્થાશ્રમ પણ એક પ્રકારની સાધના છે એ વાત તો આપણી વચ્ચે થઈ ગઈ છે. એટલે તું અને માધવી પાછાં સ્વદેશ જઈ ગૃહસ્થાશ્રમ શોભાવો એવી મારી ખાસ ઇચ્છા છે."

"સાથે ઊછર્યાં, સાથે રમ્યાં, સાથે સંગીત અને સાહિત્યની રસલ્હાણ માણી, સાથે ફર્યાંહર્યાં ને હવે કંઈક સમજણાં થયાં ત્યારે છૂટાં પડવું એ કેમ બને ?" વાસંતી ગળગળી થઈ ગઈ.

"વાસંતી, હજી પણ આપણે સાથેજ રહેશું. તમારા અને મારા માર્ગ નિરાળા થયા તેથી શું થયું ? તમે ગૃહસ્થાશ્રમી થઈ અહીં આવી મારી સાથે વર્ષમાં છ મહિના રહી જજો. જ્ઞાન-વૈરાગ્યની ઉપાસનાનો અર્થ એ નથી કે ગૃહસ્થાશ્રમ અને ગૃહસ્થાશ્રમીઓનો તિરસ્કાર કરવો. ગૃહસ્થાશ્રમીનો ધર્મ એ તો ખરેખર ખાંડાની ધાર જેવો ધર્મ છે. તમે એ ધર્મ સર્વાંગ પાળો એ જોઈ હું રાજી થઈશ."

"તારા.........."

"કેમ વાસંતી ?"

"હું તો જ્યાં તમે રહેશો ત્યાં જ રહીશ."

"વાસંતી, તારો એ સ્નેહ કદર કરવા લાયક છે પણ તારે થોડી મારી આજ્ઞા માનવી જોઈએ."

વાસંતી નેત્રો ઢાળી વિચારે ચડી. એટલામાં માધવી આવી.

"કાં, બે સાથે મળી શું રિસામણાં મનામણાં કરો છો ?" માધવીએ વાસંતીનો ઊતરી ગયેલો ચહેરો જોઈ એને વાંસે હાથ મૂક્યો.

"ભલે આવી માધવી, ગોવિંદસિંહ ક્યાં ?"

"એ તો એને કામે ગયો."

"અત્યારે શું કામ કરે છે ?"

"એ તો રહ્યો લશ્કરી માણસ, તળેટીમાં જઈ એના ઘોડાને જરા હાથ ફેરવશે, પછી અહીંતહીં ફરશે; અન્નક્ષેત્રોના

માણસો શું કરે છે, ત્યાંની વ્યવસ્થા બરાબર ચાલે છે કે નહિ એ બધું જોશે અને એમ રાત સુધી હરીફરી પાછો અહીં આવશે."

"હવે અન્નક્ષેત્રની પ્રવૃત્તિ એને ગમે છે?" તારાએ માધવી સામે જોયું.

"હવે તો એ પોતે જાતે કોઈ કોઈ સાધુને જમાડે છે."

"તો તો સાધુઓના આશીર્વાદ એને મળતા હશે."

"મળવા જ જોઈએ."

"તો તો મારે એને કંઈક ઇનામ આપવું પડશે."

"ઇનામ આપવા લાયક હવે એ થયો છે ખરો." માધવી હસી.

"શું ઇનામ આપશું?"

"એ તો તમારી મરજીની વાત છે."

"ના, ના. માધવી તારો અભિપ્રાય એમાં સહુથી પહેલો હોવો જોઈએ. એ શું કરે છે, કેટલું સારું કરે છે, કેટલી સેવા કરે છે, એ બધાથી તું માહિતગાર છો."

"એ બધું મેં તમને કહ્યું અને વધારે સાંભળવું હોય તો કહું."

"કહે ને!" તારાએ વિનોદભરી દષ્ટિએ માધવી સામે જોયું.

"કહું?"

"હા. હા. કહે." તારા હસી.

"હવે તો એ મારી સાથે ફરે છે. હું થોડોક ઉપદેશ આપું તો શાંતિથી સાંભળે છે, એ પ્રમાણે વર્તે પણ છે. હું કહું કે ચોવીસે કલાક તારે આ શેષાવનમાં આવતા સિંહોથી અમારું રક્ષણ કરવા ઊભું રહેવું, તો એ પ્રમાણે એ ઊભો રહે છે."

"એનો અર્થ એ થયો કે એ તારી બધી આજ્ઞાઓ ઉઠાવે છે."

"હા, એનું 'હું'પણું હવે તો સાવ ગળી ગયું છે."

"તો તો મારે એને બહુ મોટું ઇનામ આપવું પડશે. હું જે ઇનામ આપું એમાં તું પણ હા પાડીશ ના?" તારાએ માધવીને સીધો પ્રશ્ન કર્યો.






## પ્રકરણ ૨૯ મું

સોઈ સાજન આવિયા, જાકી જોતી વાટ,
થાંભા નાચે ઘર હસે, ખેલણુ લાગી ખાટ.

"ઈસર, એ જટાળા જોગીનાં મને દર્શન કરાવીશ ?"

"કાકા, પ્રસંગ આવ્યે જરુર હું તમને ગુરુદેવ પાસે લઈ જઈશ. ગુરુદેવ તમને ઓળખે છે."

"મને ! ?"

"હા, એમણે આજ્ઞા કરી છે કે તમારે નગર મારી સાથે આવવું અને પછી ભદ્રેસ જવું."

"મને ક્યાંથી ઓળખે ?"

"એ તો ત્રિકાળજ્ઞાની છે. ભૂત, વર્તમાન અને ભવિષ્યનાં પૃષ્ઠો એ ધારે ત્યારે જોઈ શકે છે."

"નગર જવાની આજ્ઞા એમણે કરી છે?"

"હા, અને વધુમાં કહ્યું છે કે નગરનરેશની એક કવિતા તમારે બનાવવી અને એક મારે."

"કવિતા? કાવ્ય તો મેં કોઈનું આજ દિવસ સુધી કર્યું નથી."

"એ વાત મેં ગુરુદેવને કહી ત્યારે એમણે કહ્યું કે કાકા ભત્રીજા બન્નેની જીભે સરસ્વતી આવી વસશે."

"આવે. જોગંદર હોય તો તો તારે મને દર્શન કરાવવાં જોઈતાં હતાં."

"એમની આજ્ઞા વિના કંઈ થઈ શકે નહિ. આજે આપણે નગર પણ એમની આજ્ઞાથી જ જઈએ છીએ."

સોરઠની ધરતી વીંધતા અને રસ્તામાં રાતવાસો કરતા કરતા આ બે ચારણો હાલારની ધરતીમાં આવી પહોંચ્યા.

"ઇસર, અહીં સોરઠનો સીમાડો પૂરો થયો."

"અને આ હાલારની ધરણીમાં........"

"ઈસર, એક વાત રહી ગઈ."

"શેની?"

"સોરઠના ગંગાજળીયા રા'ને મળવાની!"

"મળશું–મળશું. કોઈ વખત એને પણ મળશું."

"એની ધરામાં એટલો વખત રીયા છતાં એને મળાણું નહિ ને હવે મળશું એનો કંઈ અર્થ નથી."

"કાકા, તમને ખબર છે?"

"શું?"

"રા' માંડલિક હમણાં ગિરનારમાં વસે છે."

"ગિરનારમાં?"

"હા, રાજઘાટમાં એક જોગી સાથે એ વસે છે."

"તને કોણે કહ્યું ?"

"ગુરુદેવે."

"અરે ભલા ભાઈ, ત્યારે તું બોલ્યો હોત તો આપણે રાજઘાટ જઈ આવત."

કાકો ભત્રીજો હાલારની ધરતીમાં વાતો કરતા કરતા આગળ વધ્યા.

"અને ઈસર, સુદામાપુરી પણ જોવા જેવી છે."

"જોશું. કો'ક દિવસ એની જાત્રાએ પણ જશું."

"માધવપુરમાં રૂકમણી સાથે કૃષ્ણ ભગવાનનાં લગ્ન થયાં એ સ્થળ પણ........"

"કાકા, આ આખીયે ધરતી શ્રીકૃષ્ણની છે. રસ અને કલાના અવતાર શ્રીકૃષ્ણે આ રસકસભરી ભૂમિમાં વસવાટ કર્યો એ કંઈ સામાન્ય વાત નથી."

"ઈસર, મારી જીભે સરસ્વતીજી આવ્યાં છે !"

"તો કાકા એક દુહો તમે બોલો અને એક હું બોલું."

આસા બારોટે શારદાનું ધ્યાન ધર્યું અને દુહો છોડ્યો:

"મીઠા આંબા આંબલી,
મીઠાં દાડમ હાર;
ગરવા ગઢ સોહામણા,
કામણગારી નાર."

ઈસરદાને કાકાનો એ દુહો ઝીલી સામો દુહો લલકાર્યો:

"સોરઠ દેશ સોહામણો,
ચંગા નર ને નાર;
જાણે સરગથી ઉતર્યાં,
દેવદેવી અવતાર."

આસો બારોટ બમણા વેગથી ઊછળ્યો:

“ બાદર બારે જળ ભરે,
તાંબા પિત્તળ હેલ;
જોબન મદમાતી વહુ,
હાલે હળકતી ઠેલ. ”

કાકાનો રસ બદલાવવા ઈસરદાને દુહાની વસ્તુ બદલી:

“ ધન તે પુરી સુદામાની,
જેમ શંકર કેદાર;
પ્રભાસ પ્રાચી પાટણે,
સોમનાથ અવતાર. ”

દુહે દુહો ઊગ્યો હોય એમ આસો બારોટ ઈસરદાન સામે હસ્યો :

“ દીવ ઘોઘા ને પાટડી,
સાચું ગામ શિહોર;
દરિયા ડુંગર ને નદી,
માણસ જાત ચકોર. ”

ઈસરદાને કાકાને વધુ ખીલવવા કાકાના દુહાને અનુસરતો દુહો લલકાર્યો :

“ જડીયો જંગલમાં વસે,
ઘોડાનો દાતાર;
ત્રુઠો રાવળ જામ ને,
હાંકી દીયો હાલાર. ”

ભત્રીજાને પ્રોત્સાહન આપતો હોય એ રીતે આસા બારોટે ઈસરદાન સામે આંખ માંડી:

“ મછુ કાંઠો ને મોરબી,
વળતું વાંકાનેર;
ચંગા માડુ નિપજે,
પાણી વળ્યાનો ફેર. ”

આંબાની અમરાઈઓ જોતાં ઈસરદાને દુહામાં એને અમર કરી:

" આંબા જાંબુ આમલી,
સરસ ગુલાબ સુરંગ;
કેતકી ચંપો કેવડો,
નિરખી હરખે મન. "

આસા બારોટે ચારે તરફ પશુધન જોતાં દુહામાં એને ગોઠવી દીધું:

" ઘર ગાય ભેંસો ઘણી,
દહીં દૂધ ભરિયાં માટ;
ઘર ઘર છાંયા લીંબની,
ચોરે મળીયા ભાટ. "

મારવાડની લૂખીસૂકી ધરતી જીવનભર જોનાર આસો બારોટ સોરઠ અને હાલારની ધરતી પર મુગ્ધ થયો.

કવિતા હવે એને જીભને ટેરવે આવી હોય એ રીતે હવેનો પ્રવાસ કવિતામય બની ગયો.

ઈસરદાને, કાકા ભત્રીજા પર ગુરુદેવની કૃપા થઈ હોય એવું અનુભવ્યું.

જુદાં જુદાં શહેરો અને ગામડાંઓ જોતા જોતા બન્ને નગરને સીમાડે આવી પહોંચ્યા.

" ઈસર, આ દેશનાં માણસો ભલાં બહુ ! "

" કાકા, સોરઠી સ્વાગત એટલે પ્રેમનો દરિયો."

" અજાણ્યા માણસને પણ આવકાર આપતા આ ગામડાંના લોકો ખરેખર ભગવાન કૃષ્ણની પ્રજા થવાને લાયક છે."

આયરો, કણબીઓ અને રબારીઓની મીઠી મહેમાની ચાખતા કાકા ભત્રીજો નગરની સમીપ પહોંચ્યા ત્યારે દૂરથી એની ભવ્ય મહોલાતો ડોકિયાં કરતી દેખાઈ.

"કાકા, તમારા દુહાઓમાં હવે જોમ આવ્યું છે."

"ઈસર, એ જટાળો જોગી કોઈ મહા જોગંદર લાગે છે. હું વિચારું કે દુહો જીભ પર આવીને ઊભો જ છે !"

"અને મારો પણ એ અનુભવ થયો છે કે ગુરુકૃપા એના જેવો એકેય આશીર્વાદ જગતમાં બીજો કોઈ નથી."

"ઈસર, હવે જખ મારે છે બીજા કવિઓ. હવે તો નગરમાં હું કાવ્યની રેલ ન ચલાવું તો આસો બારોટ નહિ."

"કહે છે કે જામરાવળજી કાવ્યના બહુ ભારે પરીક્ષક છે."

"એ ગમે તે હો. મારા દુહા, મારા છંદ અને મારાં કવિતો પાછળ તો ગિરનારના એ જોગંદરનું બળ છે." આસા બારોટે મૂછ પર હાથ નાખ્યો.

"ત્યારે કાકા એમ કરજો, તમે જ જામરાવળના દરબારમાં બોલજો."

"એ ન બને. તારે પણ જામરાવળજીનું કાવ્ય કરવું પડશે."

"તમે ને હું એક છીએ."

"એ ભલે, પણ તારા ગુરુદેવે શું કહ્યું છે ?"

"એમની તો આજ્ઞા છે કે મારે પણ જામના દરબારમાં જામને લગતો છંદ બોલવો."

"તો એમ કરજે, છંદ તું બોલજે અને દુહો હું બોલીશ."

બન્ને રંગમતિને કિનારે પહોંચ્યા કે તુરત રાજના દૂતે અટકાવ્યા.

"ક્યાંથી આવો છો ?"

"ગિરનારથી."

"કેવા છો ?"

"ચારણ."

"તો તો તમારે રાજના અતિથિ થવું પડશે."



## પ્રકરણ ૩૭મું




વા ફરે વાદળ ફરે, ફરે નદીનાં પૂર,
શૂરા બોલ્યા ન ફરે, પશ્ચિમ ઊગે સૂર.

**નગરનરેશ** જામરાવળે હાલારના નૃપતિ તરીકે સૌરાષ્ટ્રમાં સારું સ્થાન પ્રાપ્ત કર્યું હતું. એનું ભુજાબળ, એનું શૌર્ય અને એનો વિદ્યા તરફનો પ્રેમ, સમગ્ર સૌરાષ્ટ્રમાં વખણાતાં. આખોય હાલાર પોતાના શૌર્યબળે કબજે કરી જામરાવળે વીરતાનો ડંકો વગાડ્યો હતો. જામરાવળનો દરબાર એટલે ચારણોનું રમણસ્થાન. દુહા અને છંદ તો એ દરબારની શોભા હતાં. પિતાંબર ભટ્ટ એ જામરાવળની સાહિત્ય પ્રીતિના મુખ્ય આચાર્ય મનાતા. વેદશાસ્ત્ર-સંપન્ન પિતાંબર ભટ્ટ આખાયે નગરની શોભારૂપ હતા. રાજ્યના અતિથિભવનમાંથી ખબર આવ્યા હતા કે, મારવાડના બે મોટા કવિઓ ગિરનારથી કાલે સાંજે નગરમાં આવી પહોંચ્યા છે.

ચારણો નગરમાં આવે એ વખતે સાહિત્યના ઉપાસકો એ ચારણોની વાણી સાંભળવા જામરાવળના દરબારમાં ખાસ આવતા.

આજે દરબાર હકડેઠઠ્ઠ ભરાયો. જામરાવળ નવા નવા કવિઓને સાંભળવા હમેશાં આતુર રહેતો. આજે એને કાને વાત પહોંચી હતી કે જે બે ચારણો આવ્યા છે એમના પર દેવી શારદાની કૃપા છે અને એ બન્ને કાકા ભત્રીજાની જીભને ટેરવે સરસ્વતી આવી બેસે છે.

જામરાવળ પણ આ ચારણોને સાંભળવા આતુર હતો.

સહુની આતુરતા વચ્ચે કચેરી શરૂ થઈ અને શરૂઆતમાં આસા બારોટે ઊભા થઈ દુહો લલકાર્યો:

"જણુ ઘર ઇશ્વર જનમીયા,
કારણુ કૃષ્ણુ કલંક;
બંસ છતીસાં ઉપરે,
કુળ જાદવ નકલંક."

પહેલે જ દુહે જામરાવળના મુખ પર પ્રસન્નતા તરવરી રહી.

આસા બારોટે એકસરખા છત્રીસ દુહાથી કચેરીને જીવતી કરી દીધી.

કાકાની સફળતા જોઈ ઈસરદાનને ગુરુકૃપાની વિશિષ્ટતા સમજાણી.

આખીયે કચેરી હવે બીજા ચારણને સાંભળવા ઇંતેજાર બની.

ઇસરદાન ઊભો થયો. એણે ચારણી ભાષાનો સર્વોત્તમ છંદ રેણકી લલકાર્યો અને આખીયે કચેરીએ છંદને ઠેકે રસહેલે ચડી.

"અણુ કળબળ પ્રબળ કમળ મુખ
નિર્મળ અવિચળ રામવળ જામ અઠે;
અણુ કળબળ પ્રબળ કમળ મુખ.
કચ્છ ધર તજી સધર આય સોરઠધર
નરવર તખત અમર નગરં,
હરહર કર પ્રસંન જડેશ્વર શંકર
છત્ર ચમર ધર પાઘ શિરં;

કરહર રિપુ ભાજ ગયે તજી ઘર ઘર
જબર ઘટા ધર ભૂપ જડે :
  નિર્મળ અવિચળ રામવળ જામ અડે;
જળવટ થટ ઝુંગ વહત દળ થળવટ
દુ ર્ગવટ સાસન અગટ હણી
રજવટ થટ સુભટ સભા થટ ચહુવટ
મરદ અગટ ઘટ સુગટ મણી;
નટખટ નટ કરત ઝપટ ગુનિકા નૃત
નટ તંટ ધીનકટ મૃદંગ તડે :
  નિર્મળ અવિચળ રામવળ જામ અડે.
વરણુત ગણુ મગણુ સુગણુ ચારણુ ચણુ
શ્રવણુ સુણી ઘનઘન વરસે,
પરખણુ ગણુ ગીત વિચિક્ષણુ પંડિત
દુરજણુ અભણુ નકો દરસે;
નીતિ ચણુ ગ્રહણુ શરણુ પાલણુ નૃપ
હાકણુ ફોજ કદી ન હડે :
  નિર્મળ અવિચળ રામવળ જામ અડે.
કરકર આશ પુરિ ધર રક્ષણુ કર,
કુળદેવી કર અભય કૃતિ,
ભર ભર અનકોશ રિધી સમૃદ્ધિ
ભર વંશ સુધાકર અડર વૃતી;
પવિતર ઉત્તરોત્તર પ્રપણીક ગોતર
પરવર ગ્રય ઈસર પરઠે :
  નિર્મળ અવિચળ રામવળ જામ અડે.

જુવાન ચારણનો બુલંદ કંઠ, રેણુકી છંદ, ચારણી ભાષા અને કવિની મીઠી હલકથી આખીયે કચેરી હલમલી ઊઠી. સહુએ જુવાન ઈસરદાન પાસે વધુ સાંભળવા ઇંતેજારી બતાવી.

ફરી રાજાજ્ઞા થઈ અને ઈસરદાને ભવ્ય લલકાર કર્યો :

આયા કચ્છ તે અધિકાર, લીના હાથમેં હાલાર,
દીના દુષ્ટ જન દંડકું, પ્રાક્રમ બતાયા પરચંડ;

**ચાહત બંસકા અવતંસ, ઓપત હલાયુદના અંસ,**
**કુરછી અરબી કેકાન, ઉડત તાકતા અસમાન.**

**સિંહલદ્વિપકા શિરતાજ, ગિરિવર ઝુંબસા ગજરાજ,**
**તોપાં બાન બંદુક તીર, દેખત રિપુ મન દિલગીર,**

**તેરી તીવ્ર તડિતા તેગ, દેખી અન્ન પૂરન દેગ,**
**કીના કવિજનકા કામ, જુગજુગ જીવો રાવળ જામ.**

**નીકા બીછાયા તેં, નગ્ર ઓપે ઇંદ્ર પુરસેં,**
**વસિયો ચચ્ચાર જુગાં વાસ, બારટ જપે ઈસરદાસ.**

ઇસરદાનની કવિતા આજે જીત મેળવી ગઈ હોય એ રીતે આખી કચેરીએ હર્ષનાદ કર્યો.

સહુનો બહુ આગ્રહ થવાથી છેલ્લો એક દુહો ઇસરદાને લલકાર્યો:

**ચાલો જઇએ દ્વારકા, મહા ધરમનું ધામ,**
**જાતાં ભેટીયે જાદવો, વળતાં રાવળ જામ.**

દુહો સાંભળી સહુને એમ થયું કે આજે આ કવિને જરુર લાખ પશા મળશે. જામરાવળને પણ લાગ્યું કે ઘણાઓને ઘોડાંઓ આપનાર પિતાંબર ભટ્ટ આજે આ કવિને ગામ ગિરાસ આપશે.

કવિની ઝડઝમક, એનો મીઠો અવાજ અને એની છટા, જામરાવળને અતિશય મોહક લાગી. આવા કવિને પોષવામાં, પાળવામાં જામરાવળ પ્રખ્યાત હતો. ઇસરદાનને રાજ્ય તરફથી સારું ઇનામ આપવું જોઇએ એ વિચારે એણે પિતાંબર ભટ્ટ સામે જોયું. પિતાંબર ભટ્ટે જામરાવળ તરફ જોઈ માથું હલાવ્યું. કવિની કવિતામાં કંઈક દોષ હશે એમ પિતાંબર ભટ્ટના નકારથી નગર-નરેશને શંકા થઈ. આસો બારોટ તો એમજ માનતો હતો કે જામરાવળ જેવો વિદ્યાવિલાસી રાજા આ કાવ્ય સાંભળી ઇસર-દાનને સારું ઇનામ આપશે પણ પિતાંબર ભટ્ટે જ્યારે માથું હલાવ્યું ત્યારે એને પણ લાગ્યું કે દાળમાં કંઈક કાળું છે.

જામરાવળે બન્ને કવિઓની પ્રશંસા કરતાં કહ્યું:

"કવિરાજ, તમારી કવિતાનું ઇનામ તમને પિતાંબર ભટ્ટ આપશે; એમને મળજો."

કચેરી પૂરી થઈ. કાકો ભત્રીજો ઉતારે ગયા.

"ઇસર, ઇનામ........"

"કાકા, આપણે ઇનામને શું કરવું છે?"

"નહિ, આમાં ઇનામનું મૂલ્ય નથી પણ રાજાએ કવિતાની તો કદર કરવી જોઈએ."

"કદર તો કરી ના?"

"ક્યાં કરી?" આસો બારોટ સહેજ ઉગ્ર બન્યો.

"કાવ્ય બહુ સરસ..........."

"એમાં શું વળ્યું. રાજાઓ જો ચારણોની આ રીતે શબ્દોથી કદર કરે તો ચારણી સંસ્થા ભૂખે મરે."

"કાકા, એમજ હાલે."

"નહિ, ઇસર! આપણે ચારણ છીએ. આપણે આપણો હક્ક સાચવવો જોઈએ."

"કાકા, આમાં આટલો ગુસ્સો......"

"ઇસર, હું ઇચ્છું છું કે તું ચારણોનો ધર્મ બરાબર પાળ. રાજા રામે એક બ્રાહ્મણને અયોધ્યાનું એક દિવસનું રાજ આપ્યું. બ્રાહ્મણ એ દિવસે રાજા તરીકે હાથી પર સોનાની અંબાડીમાં બેઠો પણ એણે પોતાનો બ્રાહ્મણ ધર્મ ન છોડયો. સોનાનું પાત્ર હાથમાં લઈ એણે હાથી પર બેઠાં બેઠાં પણ ભિક્ષા માગી. એમ તું આજે ગમે તેવો હો છતાં તારે ચારણોના હક્ક ખાતર જામરાવળ પાસેથી ઇનામ મેળવવું જોઈએ."

"કાકા, એ ઇનામ ન આપે તો?"

"કેમ ન આપે, કવિનો દીકરો રાજાની કવિતા બોલે અને રાજા જો એની કદર ન કરે તો કાં એ કવિ ખોટો અગર કાં એ રાજા ખોટો."

"પણ અહીં નગરમાં તો રાજાનો લેશપણ દોષ નથી; ઇનામ અકરામ આપવાનું નગરનરેશે પિતાંબર ભટ્ટનેજ સોંપ્યું છે એમ સહુ લોકો કહે છે. કોઈ કવિની કવિતા રાજાને ન ગમે અને પિતાંબર ભટ્ટને જો ગમે તો પિતાંબર ભટ્ટ પોતાની મરજી મુજબ ઇનામ કવિને આપી શકે છે. એજ મુજબ રાજાને કોઈની કૃતિ બહુજ ગમે છતાં પિતાંબર ભટ્ટને ન ગમે તો એ કૃતિને માટે રાજાની ઇચ્છા છતાં પિતાંબર ભટ્ટ કંઈ ઇનામ ન આપે તો રાજા એમાં કંઈ બોલી શકે નહિ એવી વ્યવસ્થા અહીં વર્ષોથી ચાલી આવે છે."

"એ જે હોય તે. આપણે કોઈ પણ રીતે ઇનામ મેળવવું જોઈએ."

"તમે આજ્ઞા કરો એમ કરૂં." ઇસરદાને કાકાને રાજી રાખવા પ્રયત્ન કર્યો.

"તું પિતાંબર ભટ્ટને ઘેર જા. ઇનામની માગણી કર. એ જો ન આપે તો જામરાવળ પાસે જઈ માગણી કરવી. પણ આપણે આપણો હક્ક ડૂબવા ન દેવો."

"કાકા......"

"ઇસિર, આજે તો તારે મારે ખાતર, ચારણો ખાતર આટલું બરાબર કરવાનું છે."

"કાકા, પ્રભુ......"

"ઇસિર, આજે હું કંઈ સાંભળવાનો નથી. તારી પાસેથી એક ભિક્ષા માગી લઉં છું, અને કાકાની આ છેલ્લીજ ભિક્ષા છે કે, તારે જામરાવળ પાસેથી શામ, દામ, દંડ, ભેદ, કોઈપણ રીતે

ઇનામ મેળવવુંજ જોઈએ. ચારણ કુળમાં આપણે જન્મ્યા છીએ. ચારણો અને ક્ષત્રિયોને શું સંબંધ છે એ હું જાણું છું. ક્ષત્રિયોએ ચારણોને સન્માનવા જોઈએ, સાચવવા જોઈએ, પાળવા જોઈએ, પોષવા જોઈએ. ક્ષત્રિયો એ ધર્મ ચૂકશે તે દિવસે એની ક્ષત્રિયવટ ઝાંખી પડશે."

"ત્યારે કાકા, હું જાઉં છું. ઈનામ લીધા વિના હું તમને મારું મોઢું નહિ બતાવું."

"ઈસર......" આસો બારોટ ચમક્યો.

"કાકા, હવે મારાં વેણ પાછાં નહિ ફરે. મને એક તલવાર લાવી આપો. કાં ઈનામ ને કાં મૃત્યુ."

"ઈસર, ઇનામ ગયું એને ઘેર. મારે ઇનામ નથી જોઈતું."

"કાકા, હવે તો મારી એ પ્રતિજ્ઞા છે."






## પ્રકરણ ૩૧ મું

**જૈસી નીત હરામ પેં, વૈસી હરીપેં હોય,**
**ચલા જાય વૈકુંઠમેં, પલા ન પકડે કોય.**

આખાયે નગરમાં હાહાકાર થઈ ગયો. પિતાંબર ભટ્ટે કવિતાના ઇનામને બદલે જુવાન ચારણ કવિ ઇસિરદાનને સાત જોડા જામરાવળના હજૂરી પાસે દરબારગઢમાં મરાવ્યા એ ખબર પવનની પાંખ પર ચડી ઠેરઠેર પહોંચી ગયા.

પિતાંબર ભટ્ટે સાત જોડા પોતાને નથી માર્યા પણ સાક્ષાત સરસ્વતીને માર્યા છે એવી ગણના કરી ઇસિરદાન દરબાગઢમાંથી સીધો પિતાંબર ભટ્ટના ઘર તરફ ગયો.

દેવી સરસ્વતીનું અપમાન કરનાર એ પિતાંબર ભટ્ટના એક ઘા ને બે કટકા કરવાના હેતુથી પિતાંબર ભટ્ટ ક્યાં છે એ વિષે ઇસિરદાને તપાસ કરતાં જણાયું કે ભટ્ટ ફરવા ગયા છે.

સહેજ અંધારું થવા આવ્યું હતું એટલે ઈસરદાન પિતાંબર ભટ્ટની ડેલીમાં ચુપચુપ દાખલ થયો. સામે ફળિયામાં પડેલ એક કોઠી પછવાડે ખુલ્લી તલવારે સંતાયો.

સાત જોડા પોતાને વાગ્યા નથી પણ પોતાની કવિતાને વાગ્યા છે અને એનો બદલો વાળવો જ જોઈએ, એ વિચારે પિતાંબર ભટ્ટ ફરીને ઘરમાં આવે કે તુરત જ એના પર કૂદી પડી તલવારનો ઝટકો મારવા ઈસરદાન ખડે પગે સંતાઈ ઊભો રહ્યો.

ઈસરદાનની શ્વાસની ધમણ ઉતાવળે ચાલે છે એટલામાં ડેલીનું દ્વાર ઊઘડ્યું અને એક સ્ત્રી દ્વારમાંથી જ બોલતી બોલતી દાખલ થઈ.

"કાં, ગંગા! ક્યાં ગઈ? સાવિત્રીબ્હેન છે કે?"

"ગંગા તો ઓતમ ફૈઈને ત્યાં જમવા ગઈ છે. આવો આવો......"

"શું આવું, સાવિત્રીબ્હેન! આજ તો પિતાંબર ભટ્ટે ભારે કરી."

પાડોશણના આ શબ્દો સાંભળી સાવિત્રી ઉતાવળે ઘરમાંથી ઓશરીમાં આવી.

"કેમ શું થયું?"

"અરે! આજે આખા ગામમાં હાહાકાર વરતાઈ ગયો છે."

"પણ છે શું?"

"લોકો એમ વાતો કરે છે કે નગરના દરબારમાં મારવાડનો એક ચારણ કવિ આવ્યો છે, એને પિતાંબર ભટ્ટે સાત જોડા મરાવ્યા છે!"

"સાત જોડા!!" સાવિત્રીની મુખમુદ્રા પર શ્યામતા છવાઈ.

"હા. બિચારો દરબારમાં એક કવિતા બોલ્યો. જામ-રાવળજીએ પિતાંબર ભટ્ટ કહે એ ઇનામ આપવાનું ચારણને વચન આપ્યું ને ભટ્ટજીએ સાત જોડા મરાવ્યા."

"પણ એ બને જ નહિ. મારા પતિ આવું કૃત્ય કરે એમ હું માનતી નથી."

"ત્યારે લોકો કહે છે તે શું ખોટું?"

"ખોટું તો કેમ કહેવાય પણ મારા દિલમાં એ વાત ઊતરતી નથી. એ તો દયાના સાગર છે, વિદ્વાનોના ભક્ત છે અને કવિ-ઓને વખાણનારા છે. એમણે જો ચારણને સાત જોડા મરાવ્યા હોય તો હું માનું છું કે અમારો દિવસ પલટાયો છે."

"એ તમે જાણો! પણ આખું ગામ આજે કકળે છે."

સાવિત્રી આ વાતથી કાળીમેશ જેવી બની ગઈ. એના ચ્હેરાનું નૂર ઊડી ગયું. પોતાનો પતિ આ કૃત્ય કરે એ એના જેવી કોમળ હૃદયની અને સાત્વિક ભાવની સ્ત્રી માટે બહુ ભારે વાત થઈ પડી.

રોજ સાંજના જ્યારે પિતાંબર ભટ્ટ ઘેર આવતા ત્યારે સાવિત્રી ડેલીના મુખ્યદ્વાર આગળ પતિની રાહ જોતી ઊભી રહેતી. આજે પતિ હમણાં આવશે એ એમ જાણતી હતી છતાં દિલમાં થયેલા દુઃખને લઈને એણે રોજનો નિત્યક્રમ બદલી દઈ ડેલીનાં બારણાં દઈ દીધાં.

પિતાંબર ભટ્ટ ફરીને ઘેર આવ્યા. ઘરે આવતાં ડેલીના દ્વારમાં રોજ સામે સાવિત્રી પુતળી સમી ઊભી હોય એને બદલે આજે બારણું બંધ જોઈ પિતાંબર ભટ્ટને આશ્ચર્ય થયું. એણે ડેલીની સાંકળ ખખડાવી. અંદરથી જવાબ આવ્યો:

"કોણ છે?"

"એ તો હું."

"હું કોણ ?"

"કેમ આજે આવો પ્રશ્ન ?"

"પણ તમે કોણ ?"

"હું પિતાંબર ભટ્ટ." જવાબ આપતાં આપતાં ભટ્ટજીના અચંબાનો પાર રહ્યો નહિ.

"તમે તો આજે મોટું પાપ કર્યું છે."

"પણ તમે ડેલી તો ઉઘાડો."

સાવિત્રીએ ડેલી ઉઘાડી.

ઇસર બારોટ કે જે આ વખતે ઉઘાડી તલવારે પિતાંબર ભટ્ટને મારવા સંતાઈ રહ્યો હતો, તેણે સાવિત્રીનો પાડોશણ સાથે થયેલો સંવાદ સાંભળ્યો હતો અને પિતાંબર ભટ્ટને પણ હમણાં સાવિત્રીએ જે કાંઈ કહ્યું એ ઉપરથી એને માટે માન ઉત્પન્ન થયું, એટલે વધુ હકીકત સાંભળવાની આશાએ એણે પિતાંબર ભટ્ટ પર ઘા ન કર્યો.

"કેમ આજે આટલો બધો રોષ ?" પિતાંબર ભટ્ટ ડેલીમાં દાખલ થતાં હસ્યો.

"સાવિત્રીના ભરથારને ન શોભે એવું શરમભર્યું કાર્ય તમે આજે કર્યું છે."

"મેં ?"

"હા, તમે ? અને તમારે એ કૃત્ય માટે વિદ્વાન બ્રાહ્મણ તરીકે શરમાવું જોઈએ."

"મેં તો એવું કાંઈ નથી કર્યું !"

"આખું ગામ કહે છે. આખા ગામમાં હાહાકાર વરતી ગયો છે કે તમે ન સાંખી શકાય એવું પાપ કર્યું છે."

"પાપ પાપ કહે છે, પણ શું અને શેનું પાપ !?"

"પેલા ચારણને સાત જોડા મરાવ્યા એનું–બીજું શું ?"

પિતાંબર ભટ્ટ આ સાંભળી હસી પડચો.

"દેવી, એ તો મેં પુણ્ય કર્યું છે."

"ચારણના બેટાને સાત જોડા મરાવ્યા એમાં પુણ્ય ?"

"એનું એક કારણ છે. અત્યારસુધીમાં જેટલા ચારણો મેં જોયા છે તેમાં આ ઈસરદાન જેવો એક પણ કવિ મેં જોયો નથી. એની કાવ્યકલા, એની બોલવાની છટા, એનું વ્યક્તિત્વ અને એના દિલની ભાવના જોઈને મને એમ થયું કે આવો કવિ ઈશ્વિરનાં ગુણગાન કરે તો એ પૃથ્વી પર પ્રભુને બોલાવી શકે. એની કવિતા મનુષ્યના ગુણ ગાવાને બદલે પ્રભુના ગુણ ગાતી થઈ જાય એ મારે એને સમજાવવું હતું એટલા ખાતર મેં આ માર્ગ લીધો. એની ભૂલ ભાંગવા માટે, એને સાચે રસ્તે ચડાવવા માટે, મેં એને ઈનામમાં સાત જોડા મરાવ્યા. એ મારા પર ખૂબ ક્રોધે ભરાયો હશે પણ મને એ મળશે ત્યારે એને હું સમજાવીશ. આવો ચારણ પ્રભુના ગુણ ગાય એમ હું ઇચ્છું છું. દેવી ! તારો પતિ આટલો બધો અધમ થઈ ગયો નથી કે એક સંસ્કારી કવિને સાત જોડા મરાવે."

પિતાંબર ભટ્ટના આ શબ્દો સાંભળી કોઠી પછવાડે ઉઘાડી તલવારે ઊભેલા ઈસરદાનનો ક્રોધ ઊતરી ગયો. પોતાને કોઈ દિવસ નહિ અને આજે આ પ્રકારનો વિચાર કેમ આવ્યો, આટલો બધો ક્રોધ પોતા પર સત્તા શી રીતે જમાવી ગયો એ પોતે સમજી શકયો નહિ. પિતાંબર ભટ્ટ જેવા વિદ્વાનનું ખૂન કરવાનો વિચાર પોતા માટે પાપરૂપ હોઈ એને ખૂબ પસ્તાવો થયો.

પિતાંબર ભટ્ટ અને સાવિત્રી વાત કરતાં હતાં એની વચ્ચે દોડી જઈ ઈસરદાને તલવારને પિતાંબર ભટ્ટના ચરણમાં મૂકી સાષ્ટાંગ દંડવત્ કર્યાં.

"અરે કવિરાજ ! તમે ક્યાંથી ? આ તલવાર......" ચમકીને પિતાંબર ભટ્ટે ઇસરદાન સામે જોયું.

"શાસ્ત્રીજી, મને માફ કરો." બોલતો બોલતો સાવિત્રી તરફ ઇસરદાન ફર્યો.

"માતાજી, તમે મને આજે ઉગાર્યો છે. તમે ન હોત તો હું આજે બ્રહ્મહત્યા કરી બેસત."

"પણ છે શું ?" પિતાંબર ભટ્ટે પ્રશ્ન કર્યો.

"આપે મને ઇનામને બદલે સાત જોડા મરાવ્યા ત્યારે મને ખૂબ ગુસ્સો ચડ્યો. મેં તમારું ખૂન કરવાનો નિશ્ચય કર્યો અને તમારા ઘરમાં આ કોઠી પછવાડે રાહ જોતો હું ઉઘાડી તલવારે સંતાઈ રહ્યો. તમારી એક પાડોશણે આવીને સાવિત્રીબા સમક્ષ જ્યારે મારે વિષે વાત કરી અને તેથી મારાં માતાજીને જે દુઃખ થયું તે મેં જાતે જોયું; ત્યારપછી તમે આવ્યા અને સાત જોડા મરાવવામાં તમારો શું હેતુ હતો એ હું સમજ્યો ત્યારે મારો ગુસ્સો ગળી ગયો અને મને લાગ્યું કે જો હું ઉતાવળો થઈ તમારા પર ઘા કરી બેસત તો હું મહાપાપી ગણાત."

પિતાંબર ભટ્ટ આ સાંભળીને હસ્યા.

"એમાં તમારો દોષ નથી. મેં તમને સુધારવા માટે બહુ કડક પગલું ભર્યું."

"ભલે ભર્યું. ભટ્ટજી, તમે તો મારી આંખ્યોનાં પડળ દૂર કર્યાં........"

"કવિરાજ, હું કાલે સવારે જામરાવળજીને મળી તમને સારામાં સારું ઇનામ અપાવીશ."

"ભટ્ટજી, મારે તો હવે હું માગું તે ઇનામ જોઈએ છે."

" શું ? તમે માગો તે હું અપાવીશ, બોલો. "

" ભટ્ટજી મારે તો તમારા શિષ્ય થવું છે. તમે શ્રીમદ્ ભાગવતના મહાપંડિત છો તો ગુરુપદે બેસી મને એ મહાન ગ્રંથ શીખવો. "

" કવિરાજ........ "

" નહિ ગુરુદેવ, મારે તો એજ ઇનામ જોઈએ છે.






## પ્રકરણ ૩૨ મું

માગાહું પેહલો લળે, પિતાંબર ગુરુ પાય,
ભેદ મહારસ ભાગવત, પાયો જેણે પસાય.

**પહેલા** પહોરનાં ચોઘડિયાં નગરના દરબારગઢમાં વાગ્યાં એ વખતે રંગમતિને કાંઠે એક બ્રાહ્મણ જુવાન સ્નાન કરી ધોતિયું ધોતો હતો.

એજ વખતે બીજો એક જુવાન હાથમાં ધોતિયું અને કળશિયો લઈ નદી કાંઠે આવ્યો અને સ્નાન કરવા લુગડાં ઉતાર્યાં.

"કાં સાંભળ્યું ?"

"શું ?"

"જામરાવળે ગામ આપ્યું."

"કોને ?"

"જે ચારણને સાત જોડા પિતાંબર ભટ્ટે મરાવ્યા હતા એને."

"ગામ જામરાવળે પોતાની મેળે આપ્યું કે પિતાંબર ભટ્ટે અપાવ્યું."

"પિતાંબર ભટ્ટ પોતે મધરાતે રાજમહેલમાં ગયા અને એ ચારણને સંચાણી ગામ ઇનામમાં અપાવ્યું."

"સારું કર્યું."

"પણ બીજી એક સાંભળવા જેવી વાત છે."

"શેની?"

"એ ચારણ પિતાંબર ભટ્ટનો શિષ્ય થયો!"

"કેમ?"

"એને શ્રીમદ્‌ ભાગવત શીખવું છે."

"પછી?"

"પિતાંબર ભટ્ટે એની એ માગણી સ્વીકારી અને એ ચારણે ભાગવત સાંભળી એ વિષે ચારણીભાષામાં એક ગ્રંથ લખવો શરૂ કર્યો છે."

"ત્યારે તને હું એક નવી વાત કહું." ધોતિયું પાણીમાં તારવતો તારવતો એ બ્રાહ્મણ જુવાન બોલ્યો.

"જે ચારણને સંચાણી ગામ મળ્યું એ ઇસરદાન સામાન્ય માણસ નથી."

"ત્યારે—?"

"એ તો મહા સિદ્ધિવાળો ચારણ છે. એ દરેક જાતની વિદ્યા જાણે છે. એ વચનસિદ્ધ પુરુષ છે."

"તો પછી આ બધું એણે શા માટે કરવું જોઈએ?"

"તને ખબર નથી. મોટા સિદ્ધ પુરુષો માનવીલીલા કરતા હોય ત્યારે સામાન્ય માણસની માફક જ કામ, ક્રોધ, મદ, મોહ અને લોભથી ભરેલા દેખાય."

"તને આ કોણે કહ્યું ?"

"હું રાતે એના કાકા પાસે અમારા ફળિયાના માણસો સાથે ગયો હતો ત્યારે બધી વાત સાંભળી."

"તો પછી એક વાત પૂછું ?"

"શું ?"

"મેં સાંભળ્યું છે કે આ ચારણ કામરૂદેશમાં જઈ આવ્યો છે અને ત્યાંની રાજકન્યા પાસેથી બધી મેલી વિદ્યા શીખ્યો છે. એ વાત સાચી કે ખોટી ?"

"એ બધી વાત અમે પણ સાંભળી છે. મેલી વિદ્યાની વાત ખોટી છે. ખરી રીતે તો આ ચારણ પૂર્વજન્મનો મહાયોગી છે. મારવાડમાં એક વખત એણે વરસાદ પણ વરસાવેલો."

"એ હું ન માનું."

"ન માને તો કંઈ નહિ. આપણે ક્યાં કોઈ પાસે ઇનામ લેવું છે."

એકજણ ધોતિયું નદીને કાંઠે સૂકવવા ગયો. બીજો નદીમાં પડયો.

થોડીવારમાં એક ત્રીજા જુવાને આવી નદી કાંઠે કપડાં ઉતાર્યાં.

"કાં ન્હાઈ લીધું ?"

"હા, કેમ તું મોડો થયો ?"

"હું દરબારગઢમાં ગયો હતો."

"શું હતું ?"

"રાવળજીએ ચારણને સંચાણી ગામ ઇનામમાં આપ્યું પણ એણે એ ન લીધું."

"ન લીધું?"

"હા."

"કેમ ભલા?"

"એણે તો એકજ હઠ લીધી છે."

"શેની?"

"ભાગવત શીખી એનો ચારણી ભાષામાં ગ્રંથ લખવાની."

"તે ભલે લખે, એમાં ગામ લેવા શા માટે ના પાડે છે?"

"એજ એની મઝા છે. પહેલાં ગ્રંથ પૂરો કરૂં અને પછી ગામ લઉં એમ કહે છે. એણે એના કાકાને પણ એ ગામ લેવા ન દીધું અને મારવાડમાં મોકલી દીધો."

"માળા ચારણો પણ હઠીલા ખરા."

"હઠીલા નહિ, ટેકવાળા."

"આવી ટેક હોય?"

"આપણા બ્રાહ્મણોમાં અને આ ચારણોમાં આટલોજ ફેર છે."

"પણ કહે છે કે આ ચારણને એક રાજકન્યા રાજ આપવા તૈયાર હતી પણ એણે એ રાજ સામે નજર પણ ન માંડી."

"હશે. એવી તો આજે કંઈ કંઈ વાતો નગરના બજારમાં ફેલાઈ ગઈ છે."

નગરમાં ઠેરઠેર આજ જેને જેમ ફાવે તેમ ઈસરદાન માટે જુદી જુદી જાતની વાતો ચાલતી હતી.

ઈસરદાને પિતાંબર ભટ્ટને ગુરુપદે સ્થાપી ભાગવતનો અભ્યાસ આદર્યો. પિતાંબર ભટ્ટને પણ આ ચારણ શિષ્યની બુદ્ધિપ્રભા જોઈ આશ્ચર્ય થયું. જેમ જેમ ભાગવતનું શિક્ષણ ઈસરદાનને મળતું ગયું તેમ તેમ તેના દિલમાં દીવા પ્રગટતા

ગયા. પૂર્વજન્મમાં આ ચારણે જાણે ભાગવત પચાવ્યું હોય એવાં દરેક લક્ષણો એનામાં પિતાંબર ભટે જોયાં. ભાગવતનો અભ્યાસ પૂરો કર્યા પછી ઈસરદાને પોતાના ગુરુ પિતાંબર ભટ્ટની આજ્ઞા લઈ હરિરસ નામનો ગ્રંથ લખવાની શરૂઆત કરી.

પિતાંબર ભટ્ટની પુત્રી ગંગાને ઈસરદાનની કવિતાઓ બહુ ગમતી. એ રોજ કંઈ ને કંઈ સંભળાવવા ઈસરદાનને આગ્રહ કરતી. ગુરુપુત્રીને રાજી રાખવા ઈસરદાન વખતોવખત છંદ, કવિત અને દુહા એને સંભળાવતો.

હરિરસ લખતાં લખતાં જ્યારે પોતે થાકે ત્યારે ઈસરદાન ગંગા સાથે નિર્દોષ આનંદની રમતો યોજતો. ગંગા પણ આ કવિ સાથે અનેક તોફાન કરતી.

હરિરસ જેમ જેમ લખતો ગયો તેમ તેમ ઈસરદાન પોતે પોતાપણું ભૂલ્યો અને એ પુસ્તક રચવામાં એ એટલો બધો તલ્લીન થઈ ગયો કે તેને બીજી કોઈ પણ ચીજનું ભાન રહેતું ન્હોતું.

"બા, આ કવિ લખવામાં ગાંડો થઈ ગયો લાગે છે."

"કેમ ભલા ?"

"જો તો ખરી, હાલતાં ચાલતાં, ખાતાં પીતાં, ઊઠતાં બેસતાં, એને બધે હરિરસ દેખાય છે. આજે પણ મેં શાક અને દાળમાં એને માટે મીઠું નાખ્યું ન્હોતું, તોય એ તો બધું મોળું જ ખાઈ ગયો."

"દીકરી, કવિઓ એવાજ હોય."

"પણ ખાવાનું ય ભાન નહિ ?"

"એમાં જ એની ખૂબી છે."

હરિરસ ગ્રંથ ઈસરદાને છ મહિને પૂરો કર્યો. છએ મહિના સુધી રોજ એને માટે શાક અને દાળ ખાસ બનાવવામાં આવતાં હતાં અને જાણી જોઈને ગંગા એમાં મીઠું નાંખતી નહિ.

જમતી વખતે મા દીકરી હાજર રહેતાં અને ઈસરદાનને રોજ પૂછતાં કે, "રસોઈ તો ઠીક થઈ છે ને?" ઈસરદાન રોજ ધૂનમાં ને ધૂનમાં "સુંદર છે" એમ જવાબ આપતો.

આજે હરિરસનો છેલ્લો દુહો લખાઈ રહ્યો. ઈસરદાને એ અદ્વિતીય કાવ્યગ્રંથની પૂર્ણાહુતિ કરી. એને મન આજે આખુંય જગત જીતવા જેટલો આનંદ હતો. એની આંખ્યો આગળ પ્રભુ નાચી રહ્યો હતો. એના કાનમાં કૃષ્ણની બંસરીના સૂર સંભળાઈ રહ્યા હતા. એને આખું વાતાવરણ કૃષ્ણમય લાગતું હતું. આજે એને યુગયુગની શાંતિ પ્રાપ્ત થઈ હોય એમ એ ભોજન લેવા બેઠો.

રોજની માફક આજે ગંગાએ શાક અને દાળમાં મીઠું ન્હોતું નાંખ્યું. પહેલો કોળિયો ભરતાંજ કવિને દાળ શાક મોળાં લાગ્યાં.

"બા, આજે આ દાળ શાકમાં આપ રામરસ નાખતાં ભૂલી ગયાં લાગો છો!"

"કવિરાજ, તમે ભૂલી ગયા છો. તમે કોળિયો ફરીવાર ભરી જુઓ." ગંગાનાં નયનો તોફાનમાં નાચ્યાં.

"હું સાવ સાચું કહું છું. આજ દાળ શાક મોળાં છે."

"ત્યારે તમારો આજે હરિરસ ખૂટી ગયો લાગે છે." સાવિત્રી હસતી હસતી ઈસરદાન સામું જોઈ રહી.

"એમ કેમ બોલો છો, બા!" કવિએ ગુરુપત્ની સામે જોયું.

"છ મહિનાથી શાક દાળ તમે મોળાંજ ખાઓ છો!"

"ના, મને તો આજે જ મોળું લાગે છે."

"એટલે જ હું કહું છું કે હરિરસ ખૂટ્યો એટલે રામરસ યાદ આવ્યો!"

ઈસરદાન આખી વાતનો મર્મ સમજી ગયો.

"ખરેખર! શું મેં છ મહિના મોળું ખાધું?"

"હા! હા! કવિઓ એટલા ગાંડા!! એની આ નિશાની." ગંગા હસી પડી.

"ત્યારે તો હરિરસ હવે મારે ફરી પાછો લખવો પડશે."



પ્રભુને અર્પણ!

## પ્રકરણ ૩૩ મું

ઊંચેરો ગઢ દ્વારકા, પથરા લાખ કરોડ,
સામો સાગર ગડગડે, રાજ કરે રણછોડ.

**હરિરસ ગ્રંથ પૂરો થતાં ઈસરદાને દ્વારકાં આવી એ ગ્રંથ પ્રભુને અર્પણ કર્યો.**

રોજ સવારથી એ ગ્રંથ શરૂ કરે ને સાંજ સુધી એકસરખો વાંચે અને રાત્રે એકટાણું ભોજન લેય. એ રીતે દ્વારકામાં પાંચ વર્ષ સુધી હરિરસ ગ્રંથની ચાલુ પારાયણો કરી. જામરાવળ તથા પિતાંબર ભટ્ટ ઈસરદાનની હરિરસની પારાયણ સાંભળવા દ્વારકા આવ્યા અને આખાયે દ્વારકામાં ઈસરદાન વિષે રોજ વિધવિધ વાતો ચૌટે ને ચકલે શરૂ થઈ.

એકે કહ્યું કે, 'ઈસરદાને જામરાવળ પર જાદુ કર્યું છે. એ જેટલું પાણી પાય એટલું પાણી નગરનરેશ પીએ છે.' બીજાએ

ઉમેર્યું કે, 'એ તો મહાયોગી છે. યોગસાધનામાં આજે ભારત-વર્ષમાં એની જોડી નથી. યોગબળ વડે એ રાજ્યો અને મહા-રાજ્યોને પણ હલાવી શકે છે.' ત્રીજાએ કહ્યું: "અરે, એ તો મહા ચમત્કારી પુરુષ છે. મુઆંને જીવતાં કરી દેય એવી શક્તિ એને વરી છે." ચોથાએ ચલાવ્યું કે, 'તમે બધા ઘરને આંગણે ગંગા આવી છે પણ એને ઓળખી શકયા નથી. એ તો મહા ભક્ત છે. તમે કોઈ એને ક્યાં જાણો છો. અહીં દ્વારિકામાંજ એણે પરચો બતાવ્યો છે. નગરથી દ્વારકા આવતાં નગરના સચિવ સાથે રણછોડજીનાં દર્શને ગયા. મંદિરનાં દ્વાર બંધ હતાં; કારણ કે દર્શનનો વખત વીતી ગયો હતો તેથી પૂજારી તેને ઘેર ચાલ્યો ગયો હતો. નગરનો દિવાન, ઈસરદાન અને રાજ્યના નોકરો મંદિર પાસે ઊભા થઈ રહ્યા. ઈસરદાને એજ વખતે પ્રભુની પ્રાર્થના કરી અને મંદિરનાં કમાડ ખૂલી ગયાં. જામરાવળજીને કાને એ વાત પહોંચી ત્યારથી નગરનો એ ધણી વારંવાર એનો હરિરસ સાંભળવા આવે છે.' પાંચમાએ અભિપ્રાય આપ્યો કે, 'લોકો જેમ ફાવે તેમ હાંકયે રાખે છે. એકની ચારગણી વાતો ઊભી કરવામાં દ્વારિકાંના લોકો કુશળ છે. ભલા માણસ! મુઆંને જીવતાં કરવાં એ વાત કંઈ માનવા જેવી ખરી? નવરાં ભગતડાં આવાં આવાં કંઈ કંઈ ગપ્પાં ચલાવી ભોળા લોકોને ભમાવે છે.' છઠ્ઠાએ વચમાં પડી કહ્યું: "નહિ નહિ, છેક કાઢી નાખવા જેવી વાત નથી. ઈસરદાનમાં કંઈક તાકાત છે ખરી." સાતમાએ સમજાવ્યું કે, 'મારા સાંભળવા મુજબ તો ઈસરદાનને ઈશ્વરનો સાક્ષાત્કાર થયો છે.'

ઈસરદાન વિષે થતી આ વાતો સોરઠને સાગરકાંઠે જુદે જુદે સ્વરૂપે ફરી વળી. ગુજરાત, માળવા, મેવાડ અને ભારતવર્ષને જુદે જુદે સ્થળેથી જે યાત્રીઓ સોમનાથની યાત્રાએ આવતા એ ગિરનાર થઈ દ્વારકા આવે અને દ્વારિકાધીશનાં દર્શન કરી ઈસર-દાનને આતુરતાથી મળે.

આજે આખુંય દ્વારકા ઉત્સાહથી ઊલટયું. ઈસરદાનનો હરિરસ ગ્રંથ દ્વારિકાધીશને અર્પણ કરવાની જાહેર વિધિ નગરનરેશ કરવાના છે એ ખબરથી દૂર દૂરથી સ્ત્રી પુરુષોનાં ટોળાં દ્વારિકાને આંગણે ઊતરી પડયાં. જ્યાં જુઓ ત્યાં ઘોડાં અને ગાડાંઓની નગરી વસી ગઈ હોય એમ દ્વારિકાની ચારેકોર માણસોની મેદની જામી. બરડાના મેર અને સોરઠના આયરો આ મેદનીમાં ભાત પાડતા હતા. રૂપ, લાવણ્ય અને તંદુરસ્તીની ત્રિવેણી જેમને જીવન આંગણે નિત્ય વહે છે એવી મેરાણીઓ અને આયરાણીઓ આખાય સમૂહમાં રૂપરાણી સમી ઘૂમતી હતી. સોના રૂપાથી મઢેલી મેરાણી અને આયરાણીની છટાહિન્ડોલ દ્વારિકાના સાગર-કાંઠાને મનમોહક બનાવતી હતી.

**કોટે કટેસર હેમની, કાંબી કડલાં જોડ,**
**ઠેસે ઠમકારો કરે, મલપતી ચાલ મરોડ.**

દ્વારિકાને આંગણે લોકમેળો મળ્યો હોય એવા હજારોના સમૂહ વચ્ચે નગરનરેશ સોનાની અંબાડીએ ચડયા. જામરાવળના હાથી આગળ એક પાલખીમાં ઈસરદાન હરિરસ ગ્રંથ સહિત હતા. એની પાછળની પાલખીમાં પિતાંબર ભટ્ટ અને એ પછી જામરાવળનો હાથી ચાલતો હતો.

લોક સમૂહમાં ઝાંઝ પખાઝની રમઝટ સાથે,

**શેરી વળાવી સજ કરૂં ઘેર આવોને,**
**આંગણીએ વેરૂં ફૂલ હરિ ઘેર આવોને;**

એ ગીતની ધૂન જામી હતી. જુદાજુદા ગામના જુવાનો વચમાં ડાંડિયારાસ જમાવતા હતા. કોઈએ પોતાની કડિયાળી કસોમાં રંગબેરંગી ફૂલકાં પરોવ્યાં હતાં તો કોઈએ પોતાની રેશમની સાડીમાં ફૂલકાંનાં ઝૂમખાં લટકાવ્યાં હતાં. કોઈએ ગુલા-લથી પોતાનાં કપડાંમાં છાંટણાં છાંટયાં હતાં. કોઈએ હરણનાં શિંગડાંના ડાંડિયા બનાવ્યા હતા તો કોઈએ જુદાજુદા રંગીત

કાંડિયાને છેડે રૂપાની ઘૂઘરીઓ લટકાવી હતી. કોઈએ એક પગમાં સોનાનો તોડો પહેર્યો હતો તો કોઈએ કાનમાં તંગલ પહેરી પોતાના કાનને શણગાર્યા હતા.

આહિર, મેર, વાઘેર, રાજપૂત, ખવાસ અને કણબી જુવાનો પોતાની જુવાનીના જોમમાં દ્વારિકાધીશના મંદિરે જતી આ સવારીમાં જુદીજુદી રીતે પોતાની હાજરી બતાવી રહ્યા હતા.

દ્વારિકામાં ઉત્સવો તો ઘણા થતા પણ ઈસરદાન જેવા એક ચમત્કારી ચારણ કવિએ લખેલ હરિરસ ગ્રંથના અર્પણ-વિધિનો આ ઉત્સવ અદ્વિતીય બન્યો.

દ્વારિકાધીશના મંદિર આગળ માનવ મહાસાગર ભરતીએ ચઢ્યો.

નગરનરેશ હાથી પરથી નીચે ઊતર્યો. હરિરસ ગ્રંથના અર્પણના પુણ્યોત્સવથી કચ્છ પ્રદેશનાં પોતાનાં પાપ ધોતો હોય એમ જામરાવળ, આજે પિતાંબર ભટ્ટ અને ઇસરદાન સાથે દ્વારિકાધીશના જગતમંદિરનાં પગથિયાં ચડયો.

મંદિરની ચારે તરફ 'દ્વારિકાધીશ કી જય'ના જયઘોષ થયા અને ઇસરદાને પિતાંબર ભટ્ટને વંદન કરી હરિરસ ગ્રંથ પ્રભુને ચરણે ધર્યો.

જામરાવળજીએ આ પ્રસંગની યાદમાં ઇસરદાનને હાથી, પાલખી, મશાલ, ઘોડાં અને ગાય અર્પણ કરી લાખ પશા આપ્યા.

પિતાંબર ભટ્ટે ગુરુ તરીકે ઇસરદાનને આશીર્વાદ આપ્યા અને પોતાના એ પ્રતાપી શિષ્યનું આજથી ઇસરદાનને બદલે ઇસરદાસ નામ રાખ્યું.

"કેમ ભટ્ટજી, હવે કવિરાજ પોતાના ગામમાં રહેશે ના?"

"જરુર. હવે તો એ ઇસરદાનના ઇસરદાસ થયા છે અને એ ગામના ધણી થયા છે."

"તો આવતી કાલે આપણી સાથે નગર આવે."

"કેમ ઇસરદાસ......"

"ગુરુદેવ, હજુ બે વરસ હું અહીં દ્વારિકાધીશની સમીપ રહેવા ચાહું છું."

"કેમ ?" પિતાંબર ભટ્ટે પ્રશ્ન કર્યો.

"આપે ઇસરદાસ નામ રાખ્યું તો મારે ઇશ્વરના દાસ થવાની લાયકાત મેળવવી જોઈએ."

"ઇસરદાસ, હરિરસ હરિને અર્પણ કર્યો એ વખતથી તમે હરિના દાસનું પદ પ્રાપ્ત કરી લીધું છે."

"ગુરુદેવ, આપ આજ્ઞા આપો તો બે વરસ હજી મારે પ્રભુના ચરણમાં રહેવાની ઇચ્છા છે."

ઇસરદાનની ઇચ્છાને માન આપી પિતાંબર ભટ્ટ અને જામરાવળ નગરને પંથે પડ્યા.

"ભટ્ટજી, આપણો સાહિત્યનો દરબાર ખરેખર સફળ થયો. કવિઓ ઘણા આવ્યા પણ કોઈ સમર્થ કવિની હું રાહ જોતો હતો."

"મહારાજ, આપે કવિઓને આશ્રય આપી યદુવંશને ઉજ્જવળ કર્યો છે."

"એક વાત તમને પૂછું પૂછું ને હું ભૂલી જાઉં છું."

"શેની બાપુ ?"

"આ ઇસરદાસ વિષે લોકો કંઈ કંઈ મારી પાસે આવીને કહે છે."

"શું કહે છે ?"

"વાતો તો ઘણી આવી છે પણ એક વાત આજે પ્રાતઃકાલે સાંભળી. એ વિષે મને શંકા થાય છે."

"શંકા શેની ?"

"લોકોએ એવું ઉડાડયું કે ઇસરદાસે જ્યારે હરિરસ ગ્રંથ અર્પણ કર્યો ત્યારે દ્વારિકાધીશની મૂર્તિએ હાથ લાંબો કરી એ ગ્રંથ હાથોહાથ સ્વીકાર્યો."

"એ વખતે તો આપ અને હું બન્ને હાજર હતા પછી એમાં શંકા થવાનો સવાલજ કયાં છે."

"હું ત્યાં હાજર હતો; મેં આવું કાંઈ જોયું નથી છતાં લોકો આ રીતે વાતો કરે........"

"એ તો ગામ છે. ગામને મોઢે થોડું ગળણું બંધાય છે!"

"પણ ભટ્ટજી હજી મને સંતોષ થતો નથી."

"શેનો ?"

"કદાચ મારી આંખોએ મને એ દેખાયું ન હોય અને તમે જોયું હોય."

"શું ?"

"હરિરસ ગ્રંથનું અર્પણ પ્રભુએ હાથોહાથ સ્વીકાર્યું... !"



ઈસરદાન કે ઈસરદાસ?

## પ્રકરણ ૩૪ મું

નમો પ્રભુ નકળંક, અંક અવળા અળશાવણ,
નમો લિયણ ગઢ લંક, રંક દુઃખ હરણ રિઝાવણઃ
નમો ઉદધિ પરયંક, શેષ પર સેજ બિછાવણ,
નમો નાથ નિરશંક, અસુર દળ પ્રબળ ઉડાવણઃ
કર જોડ્ય ભક્ત ઈસર કહે, સેવક તવ આવ્યો શરણ,
રણછોડરાય કરુણા કરી, મેરો દુઃખ જાવણ મરણ.

“ઈસર.........”

“જી.”

“હવે તું ઇસિરદાન મટી ઇસિરદાસ થયો.”

ગિરનારનો જટાળો જોગંદર ઇસિરદાસને આજે સ્વપ્નામાં આવ્યો. સ્વપ્નામાં ગુરુદેવનું આ દર્શન ઇસિરદાસને બહુ મીઠું લાગ્યું.

“ગુરુદેવ આજ્ઞા.”

“ઇસિરદાસ, તું બહુ ભાગ્યશાળી પુરુષ છે. દ્વારિકાધીશ તારા પર પ્રસન્ન છે.”

“ગુરુદેવ, એ બધી આપની કૃપા.”

" ઇસિરદાસ, એક કામ કર."

" આજ્ઞા......"

" હવે તું નગર તરફ પાછો જા."

" ગુરુદેવ બે વર્ષ પૂરાં થવાને બે દિવસ બાકી છે."

" એટલે જ તને હું કહું છું કે બે દિવસ પછી નગરને પંથે......"

દ્વારિકાધીશના મંદિરમાં પાછલી રાતની નોબત ગગડી ને ઇસિરદાસની આંખ ઊઘડી ગઈ.

સ્વપ્નામાં જોયેલ એ જટાળા જોગંદરનાં દર્શન એની આંખો આગળથી ખસતાં ન્હોતાં.

નિત્ય નિયમ માટે ઇસરદાસ ઘર બહાર આવ્યા.

સ્વપ્નામાં થયેલ ગુરુદેવની આજ્ઞા મુજબ દ્વારિકાધીશના મંદિરમાં જઈ ઇસિરદાસે પ્રભુ પ્રાર્થના શરૂ કરી.

ઇસિરદાસની આજની પ્રાર્થનાએ દ્વારિકાધીશનું મંદિર રોજના દર્શને આવનારાઓને જુદું લાગ્યું.

ગામમાં આજે ઇસિરદાસ માટે વિવિધ પ્રકારની નવી વાયકાઓ પ્રચલિત થઈ.

એક વૃદ્ધ પુરુષે પોતાને ઘેર જઈ પુત્ર પરિવારને એકઠો કર્યો.

" તમે ઇસિરદાસ પાસે કોઈ દિવસ શાંતિથી બેઠા છો ?" મોટા પુત્રને એ વૃદ્ધે સીધો પ્રશ્ન કર્યો.

" બાપા, ઇસિરદાસને જોયા છે પણ એમનો કંઈ પરિચય થયો નથી."

" પરિચય કરો. ભૂલો માં. આવો પુરુષ દ્વારિકામાં બેઠો હોય અને તમે માત્ર એમને દૂરથી નમસ્કાર કરી ચાલ્યા જાઓ એમાં તમે કેટલું ખૂઓ છો એનો તમને કંઈ જ ખ્યાલ નથી."

"બાપા, ઈસરદાસમાં તમે એવું શું જોયું કે આ નહિ નહિ તો એકવીસમી વાર તમે એના એ શબ્દો અમને સંભળાવ્યા કે પરિચય કરો–પરિચય કરો." બીજા પુત્રે શંકા બતાવી.

"બાપ, હું તમને આ બધું કહું છું તે કંઈ અમસ્તો બકવાટ નથી. આજે સવારે મેં ઈસરદાસનું અદ્દભુત સ્વરૂપ જોયું."

"અદ્દભુત એટલે ?"

"એક મહાજોગંદર દ્વારિકાધીશ પાસે હાથ જોડી ઊભા હતા અને એની પાસે જ ઊભેલ ઈસરદાસ કોઈ મહા ભક્ત હોય એ રીતે પ્રભુ સાથે વાત કરતા હતા."

"પ્રભુ સાથે વાત ?"

"હા, હા. મેં જોયું એ તમને કહું છું."

"બાપા, એ અમે નહિ માનીએ. ભગવાનની મૂર્તિ કોઈ સાથે વાત કરે એ અમારે ગળે ઊતરે નહિ."

"પણ, મેં જાતે જોયું........."

"તમારી આંખો અંધશ્રદ્ધાના આંજણે અંજાઈ ગઈ છે. ઠીક છે, ઈસરદાસ ભગત છે. સારા કવિ છે. જામરાવળજીના કૃપાપાત્ર છે. પણ ભગવાન સાથે વાત........."

સહુ હસી પડ્યા.

આ રીતે દ્વારિકામાં ઈસરદાસ વિષે, છેલ્લા બે દિવસ જુદા જુદા પ્રકારે જુદી જુદી વ્યક્તિઓએ ચર્ચાઓ કરી.

એક યુવાન બ્રાહ્મણ સ્ત્રીએ પોતાની સાસુ આગળ હાથ જોડી કહ્યું:

"સાસુજી, તમે ઈસરદાસ પાસે જાઓ અને આપણા બાળકને પગે લગાડી આવો."

"કેમ ?" સાસુએ પ્રશ્ન કર્યો.

"આજે ગોમતીજીમાં હું સ્નાન કરવા ગઈ હતી એ વખતે ઈસરદાસને મેં ભગવાનના ચરણમાં પડતા જોયા."

"એટલે ?"

"ઉપલા ઘાટમાં ઈસરદાસે સ્નાન કરી મોટા અવાજે પ્રાર્થના કરી. એ વખતે મારી નજર ત્યાં ખેંચાણી. બાઈજી, શું કહું ! મંદિરમાંથી જાણે પ્રભુ પધારતા હોય એમ મને દેખાણું. મેં મારી આંખો ચોળી ખાત્રી કરી. પ્રભુ સાક્ષાત ઘાટ ઉપર ઊભા રહ્યા અને ઈસરદાસે પ્રભુના ચરણમાં માથું મૂક્યું. ઈસરદાસ એ ખરે ઈશ્વરના દાસ છે એ મેં આજે નજરોનજર જોયું. ભગવાન ભક્તવત્સલ કહેવાય છે એ મને હવે સાવ સાચું લાગે છે."

"વહુ તું ઘેલી થઈ ગઈ લાગે છે. મેં આવી વાતું ઉમરભર સાંભળી છે પણ કોઈને પ્રભુ સાક્ષાત દર્શન દેય એ હું માનતી નથી."

"બાઈજી........."

"તું ગમે તેટલું કહે પણ પ્રભુ ગોમતીકાંઠે પધારે એ વાત મારે ગળે નહિ ઊતરે."

ઈસરદાસે ત્રીજી સવારે ચુપચુપ તારોડિયાના તેજમાં દ્વારિકાં છોડયું. ઈસરદાસ આજે મંદિરમાં દેખાણા નહિ એટલે આખાય ગામમાં એને વિષે કંઈ કંઈ વાતોનો રાફડો ફાટયો.

બહુ લોકો ઈસરદાસના આવી આવીને પગ પકડતાં થયાં એટલે ઈસરદાસની મૂંઝવણ વધી. રસ્તામાં જે ગામમાં ઈસરદાસ રાત રહે ત્યાં લોકો પાસેથી પોતા વિષે અનેક જાતની વાતો સાંભળી પોતે લોકોને સમજાવતા કે, 'પોતે એક સામાન્ય ચારણ છે. પોતાનામાં બીજું કંઈ નથી. માત્ર પ્રભુની ભક્તિ સિવાય બીજું પોતે કંઈ જાણતા નથી.' આવા અનેક પ્રકારના ખુલાસા પોતે કરે છતાં ગ્રામ્યજનો માને નહિ અને જ્યાં જાય ત્યાં લોકો

પગે પડે, પૂજા કરે, આરતી ઉતારે અને પછી પોતપોતાનાં દુ:ખો રજૂ કરી જુદા જુદા પ્રકારની માગણી કરે.

આ સ્થિતિ બહુ ઇષ્ટ નથી એમ ધારી ઈસિરદાસે પ્રવાસમાં ગામવાસો બંધ કર્યો. રસ્તામાં કોઈ આંબાવાડિયું આવે, કોઈ મોટો વડલો આવે કે કોઇ સ્થળે કોઈ ખેડૂતનું ઝૂંપડું આવે ત્યાં રાત રહે.

આમ નગર પહોંચતાં પહેલાં રસ્તામાં ઠાકોરજીની પૂજા, પહેરવાનું ઉપવસ્ત્ર અને પાણીનું વાસણ ચોરાઈ ગયાં.

નગરની મહોલાતોના કોટકાંગરા દેખાયા. આજે તડકો સખ્ત પડતો હતો. ઈસિરદાસનું ગળું સુકાયું. તરસ છિપાવવા એમણે ચારે તરફ દૃષ્ટિ નાખી. નગર પાસે આવી ગયું. તરસ બહુ લાગવાથી એણે પાદરમાં એક વાવ જોઈ અને દૂરથી કોઈ કન્યાને પાણી ભરતી જોઈ. શહેરમાં જઈ પાણી પીએ તો એમાં થોડો સમય જોઈએ એટલે ઈરિસદાસ આ વાવ તરફ ઉતાવળે પગલે ઊપડયો. ઈસિરદાસને આ કન્યાએ દૂરથી જોયો. પાણીનું બેડું ભરી એ એની વાટ જોતી ઊભી રહી. ઈસિરદાસ જેવો પાસે આવ્યો કે તુરત એ કન્યા હસી પડી.

"હં...હં... કંઈપણ બોલશો માં હો ! હું તમને પાણી પાઉં છું. એક પણ શબ્દ બોલશો નહિ."

એ કન્યકાએ ઈસિરદાસને પાણીની બહુ જ તરસ લાગી છે એવું એના મુખ પરથી પારખી લીધું. અને હમણાં એ કહેશે કે, 'બેન, પાણી પાઓ' એ બીકથી ઉતાવળે એણે એને કંઈપણ બોલવા દીધો નહિ.

ઈસિરદાસને આ કન્યકાનું આવું વર્તન જોઈને અજાયબી લાગી. પણ પોતાને તરસ બહુ લાગી હતી એટલે કંઈપણ બોલ્યા ચાલ્યા વિના એણે એ વાવને કાંઠે ખોબો ધર્યો અને એ કન્યકાએ ઘડા વડે સાચવીને ધીમી ધાર કરી ઈસિરદાસને પાણી પાયું.

તરસ છીપતાં ઈસિરદાસે એ કન્યકા સામે ઉપકારવૃત્તિથી જોયું.

"કેમ, થોડું વધુ પીશો ?" એ કન્યકા હસી.

"ના, ના. બસ."

"થોડુંક પીઓને. આ વાવનું પાણી વખણાય છે."

"તમે મને કંઈ પણ બોલવાની કેમ ના કહી ?" ઈસિરદાસને કંઈ યાદ આવ્યું હોય એમ આ કન્યકા સામે નયન માંડયાં.

"તમે કદાચ 'બેન પાણી આપો' એમ કહો તો હું દોષમાં પડું."

"કેમ ?" ઈસિરદાસે આશ્ચર્યપૂર્વક એની સ્હામે જોયું.

"ચારણ, બસ–ભૂલી ગયા ?" કન્યકા હસી પડી.

પોતાને ચારણ કહીને સંબોધનાર આ કન્યકા કોણ હશે ? ઈસિરદાન કે ઈસિરદાસ એ બેમાંથી એકપણ નામ ન લેતાં ચારણ કહીને વાત કરનાર આ કન્યકા સામે પોતે હવે નેત્રો માંડયાં.

"ઓળખાણ પડે છે ?"

"તમે કોણ ?"

"હું તુંબેલ ચારણની કન્યા......"






## પ્રકરણ ૩૫ મું

**સુણ્યુંતલ કાન ન માનીએ, નજરે જોયાં સાચ,**
**ત્રણ ભાંગ્યાં સંધાય નહિ, મન મોતી ને કાચ.**

"સરકાર, માફ કરો તો એક વાત કહેવા આવ્યો છું."

"શું છે, મકરાણી ?"

"વાત કહેવા જેવી નથી, પણ ન કહું તો નગરધણીનો ગુનેગાર થાઉં."

"એવી તે શી વાત છે કે જે તમે કહેતાં ગભરાઓ છો ?" જામરાવળે દરબારગઢના મુખ્ય દ્વારરક્ષક મકરાણીને ગભરાયલો જોયો.

"આપણા આ ઈસરદાસ........"

"કેમ, એનું શું છે ? ગભરાઓ માં."

" સરકાર, એમને માટે કંઈ બોલું તો પાપમાં પડું પણ રોજ રાતે કોઈ સ્ત્રી સાથે તેઓ વાત કરતા........."

" સ્ત્રી સાથે? મેડી ઉપર ?!"

" જી—હા."

" મધરાતે ?"

" હા, સરકાર."

" ઈસરદાસજી મધરાતે કોઈ સ્ત્રી સાથે એકાંતમાં !? શું કહો છો મકરાણી ?"

" બાપુ, સાચું કહું છું. કહેતાં કહેતાં મારી જીભના કટકા થઈ જાય છે છતાં જે વાત છે એ મેં સાચેસાચી આપ સમક્ષ કહી છે."

" મકરાણી, હું એ માનતો નથી." જામરાવળ સહેજ કડક બન્યો.

" તો સરકાર, આપ માલિક છો. મેં તો આપના તાબેદાર તરીકે જે હતું તે કહ્યું."

" મકરાણી......... !?"

" જી."

" તમે આવું ખોટું ખોટું કહેશો તો માર્યા જશો. તમે જાણો છો કે ઈસરદાસ એટલે કોણ ?"

" મારા માલિક, એટલે તો મને કહેતાં સંકોચ થાય છે. ખુદાના એ બંદા........"

" મકરાણી ?"

" જી."

" તમે કાનોકાન સ્ત્રીને ઈસરદાસ સાથે વાત કરતી સાંભળી ?"

"બાપુ, આજે મધરાતે આપ આવો તો આપને પણ સંભળાતું."

"શું કહો છો ?"

"હા, સરકાર. આપ આજે મધરાતે મારી સાથે પધારો."

"તમે એ સ્ત્રીને જોઈ છે ?"

"જી—ના."

"તો એ સ્ત્રી દરબારગઢની આ મેડી પર આવે છે ક્યાંથી ?"

"બાપુ, એ મારી જાણમાં નથી."

"પણ ડોઢી પર તો રાતદિવસ આપણો પહેરો રહે છે. પહેરેગીરને તમે પૂછી જોયું છે ?"

"જી હા. પણ પહેરેગીર તો કહે છે કે મેડા પર ઈસરદાસજી સિવાય કોઈ હોતું નથી."

"તો પછી સ્ત્રી આવી ક્યાંથી ?"

"સરકાર, એ મારે મન પણ મોટો ભેદ છે. અને એ હું ન સમજ્યો એટલે તો આપ પાસે આવ્યો."

"તમે કહો છો કે તમે ઈસરદાસજીને કાનોકાન મધરાતે કોઈ સ્ત્રી સાથે વાતો કરતા સાંભળ્યા—ખરી વાત ?"

"જી—હા."

"અને કોઈ સ્ત્રી દરબારગઢની એ મેડી પર આવતી નથી એમ પહેરેગીર કહે છે—એ પણ સાચી વાત ?"

"હા—જી."

"તો પછી આ બે વાતની ઘડ શી રીતે બેસે ? સ્ત્રી આવે નહિ તો ઈસરદાસજી સ્ત્રી સાથે વાત તો ક્યાંથી જ કરે ! ?" જામરાવળે મકરાણીને મૂંઝવ્યો.

"સરકાર, હું મુઝાયો ત્યારે તો આપ પાસે........"

"નહિ, મકરાણી! તમને કોઈએ ભરમાવ્યા તો નથી ના? જુઓ, આ ઈસરદાસજીને મેં બે ગામ આપ્યાં, હાથી આપ્યા, ઘોડા આપ્યા, લાખ પશા આપ્યા એ કેટલાકોને ન રુચે એ હું જાણું છું. રાજના મામલા છે. એકબીજાની ઈર્ષા કરનાર દરબારગઢમાં, કચેરીમાં અને રાણીવાસમાં ઘણા હોય એ મારો જૂનો કચ્છનો અનુભવ છે. એટલે તમને કોઈએ હથિયાર બનાવી ઈસરદાસજી વિરૂદ્ધ કાન ભંભેરવાની આ બાજી તો નથી ના?"

"નહિ, બાપુ નહિ. હું મકરાણી છું. એ ખટપટ મને અડે નહિ."

"તો પછી એક વાતનો ખ્યાલ રાખજો. જો ઈસરદાસ જેવા દ્વારિકાધીશના ભક્ત પર આપણે ખોટું આળ ચડાવશું તો એનાં પરિણામ આપણે માટે બહુજ ભયંકર આવશે."

"તો સરકાર, આપણે એવાં જોખમ ખેડવાં ઠીક નથી." વૃદ્ધ મકરાણી ઢીલો પડચો.

"નહિ, તમે કહો છો કે તમે પોતે તમારા કાને કોઈ સ્ત્રી સાથે ઈસરદાસજીને વાત કરતા સાંભળ્યા." નગરનરેશે મકરાણી સાથેનો હિસાબ ચોક્કસ પતાવી લેવાની તૈયારી કરી.

"જી, હા. એ વાત સાવ સાચી છે."

"તો આજે મધરાતે હું આવું?"

"જી, જરુર આવો."

દ્વારિકાથી ઈસરદાસને નગર આવ્યે આજે ચોથો દિવસ હતો. ઈસરદાસની દ્વારકાના વસવાટની વાતો સાંભળી જામરાવળ મારવાડના એ ચારણ કવિ માટે ગૌરવ લેતો અને પોતાના રાજ્યમાં આવો ઈશ્વરભક્ત પુરુષ રહે એ માટે પોતાને ધન્ય માનતો.

ઈસરદાસની કવિતા પર નગરનરેશ મોહ્યો પણ એની પ્રભુ-ભક્તિએ તો હાલારનો એ નૃપતિ એના શિષ્ય જેવો બની રહ્યો.

ઈસરદાસ તરફ જેને આવો ભક્તિભાવ જાગ્યો એવો એ રાજવી મકરાણીની વાત સાંભળી બહુ આશ્ચર્ય પામ્યો. ઈસરદાસ અપવિત્ર છે એવું તો એને ગમે તે માણસ આવીને કહે તો એ ન માને. પણ કોઈ સ્ત્રી આવતી નથી છતાં સ્ત્રી સાથે વાતો કરે છે એ હકીકતમાં એને કંઈક કુતૂહલ ઉત્પન્ન થયું અને મધરાત્રે એ આતુરતાથી રાહ જોવા લાગ્યો.

નગરના દરબારગઢમાં મધરાતનાં ચોઘડિયાની ડાંડી નોબત પર પડી એ વખતે મકરાણી સાથે ગુપચુપ, કોઈ જાણે નહિ એ રીતે, જામરાવળ ઈસરદાસની મેડી તરફ ચાલ્યો.

"જો મકરાણી......હજી વિચાર કરજે. તું ખોટો હોઈશ તો તારૂં મોત............"

"સરકાર, આપ ખાત્રી રાખો. આપને ખોટું કહેવાનું મને કંઈ કારણ નથી."

"હું તો તને છેલ્લી ચેતવણી આપું છું કે, જો તું ખોટો હોઈશ તો તું અને હું બંને મુશ્કેલીમાં મુકાશું."

મકરાણી મક્કમ દેખાયો. જે મેડી પર ઈસરદાસ હતો એનાં પગથિયાં પર નગરનરેશનાં પગલાં પડ્યાં.

આગળ મકરાણી ને પાછળ પોતે એ રીતે જામરાવળ મેડીનાં બારણાં આગળ પહોંચ્યો.

જામરાવળે જેવા ઈસરદાસના ઓરડાના બારણા આગળ કાન માંડ્યા કે અંદરથી સ્ત્રીનો અવાજ સંભળાયો.

"કેમ, સરકાર........?" મકરાણીએ અતિ ધીમે અવાજે હાલારના ધણીના કાનમાં મોઢું ઘાલી પૂછ્યું.

"મકરાણી, તું સાચો છે........"

જામરાવળે અંદર થતી વાતચીત સાંભળવા ફરીફરીને કાન માંડ્યા. ઇસરદાસનો અવાજ એણે ઓળખ્યો. સ્ત્રી કોણ હશે એ એની કલ્પના બહારની વાત હતી. વાતચીતના શબ્દો પકડવા એણે બહુજ ધ્યાનપૂર્વક કાન માંડ્યા. પણ બારણામાંથી માત્ર અવાજ સંભળાતો હતો.

જામરાવળ બારણામાં કાન માંડીને ઊભો હતો એટલામાં એ સ્ત્રી સાથે વાત કરતાં કરતાં ઇસરદાસ જોરથી હસ્યો.

હવે જામરાવળથી રહેવાયું નહિ. એણે ઉતાવળે બારણાં ઠોક્યાં.

અંદરથી અવાજ આવ્યો :

"કોણ ?"

"એ તો હું, જામરાવળ."

"અત્યારે ?" ઇસરદાસે અંદરથી અજાયબી બતાવી.

"હા, કમાડ ઉઘાડો."

"ઊભા રહેજો હો, હમણાં જ ઉઘાડું છું."

જામરાવળ અધીરો થયો. એણે ફરીવાર સાંકળ ખખડાવી.

"ઉઘાડું છું. ઉઘાડું છું. એ આ આવ્યો."

અંદરથી દરવાજાનો આગળો ખસેડી ઇસરદાસે બારણાં ખોલ્યાં.

"કેમ, અત્યારે આમ ખબર આપ્યા વિના......"

ઇસિરદાસને જોતાં નગરનરેશે દીવાના તેજમાં એનો ચહેરો વાંચવા પ્રયત્ન કર્યો પણ એમાં લેશપણ ગભરાટ જેવું કંઈજ દેખાયું નહિ."

"જરા મને થયું કે અત્યારે હરિરસનો પાઠ ઇસિરદાસજી કેવો'ક કરે છે એ જોઈ આવું."

"હરિરસ તો કવિની જીભે જ હવે છે. હવે વાંચવા જેવું કંઈ રહ્યું નથી. હરિરસ અને ઈસરદાસ એ બે હવે જુદા નથી." ઈસરદાસ બોલતો બોલતો હસ્યો.

"હં-પણ ઇસરદાસ, તમે હમણાં કોઈ સ્ત્રી સાથે વાત કરતા..........."

"સ્ત્રી સાથે?" ઇસરદાસ બારણા આડો ઊભો હતો ત્યાંથી ખસી ગયો.

જામરાવળે એજ વખત ઉતાવળે ઓરડામાં પગલાં પાડયાં.

"ઇસિરદાસજી મેં કાનોકાન કોઈ સ્ત્રી સાથેની આપની વાતચીત સાંભળી છે. કોણ છે એ સ્ત્રી?" ચારે તરફ ઓરડામાં ચકોર દ્રષ્ટિથી જોતા જામરાવળે સીધો પ્રશ્ન કર્યો.

"સ્ત્રી?"

"હા, સ્ત્રીનો જ અવાજ હતો."

"તો આપ જોઈ લ્યો આ ઓરડો. આમાં કોઈ સ્ત્રી આપને દેખાય છે?"

જામરાવળે મકરાણીને ઓરડામાં બોલાવ્યો. બન્ને જણ ખૂણેખૂણા જોઈ વળ્યા પણ કોઈ દેખાણું નહિ. એક ખૂણામાં ઢોલિયો ઢાળેલો હતો એ તરફ જામરાવળની નજર ઠરી.

" કવિરાજ, ઓઢીને કોણ સૂતું છે ? "

" તે આપ જ જોઈ લો. "

નગરનરેશે ઢોલિયા પરનો ધાબળો ઉપાડયો તો એની નીચે ડોલરના ફૂલોનો ઢગલો પડેલો દેખાયો.



## પ્રકરણ ૩૬ મું

# લગ્ન

બહુ દિવસે પિયુ આવિયો, સજ્યા ત્રી સિણુગાર,
નિજર દિખાઇ આદરસ, કિમ સિણુગાર ઉતાર?

"બા, બા! સાંભળ્યું ?"

"શું છે ગંગા ?"

પિતાંબર ભટ્ટની પુત્રી ગંગા સાસરેથી ચાર દિવસ થયાં નગર આવી હતી. સવારના આશાપુરાને મંદિરે રોજ દર્શન કરવા જવાનો ગંગાનો નાનપણથી નિયમ હતો એ મુજબ આશાપુરાથી આજે પાછી આવતાં તુરત રસોડામાં એ દોડી.

"બા, તમને યાદ છે, બારેક વર્ષ પહેલાં એક ચારણની છોકરીના જનમતાં ચમત્કાર સંભળાયા હતા ! અને.........?"

"હા. હા. બરાબર યાદ છે. દ્વારિકાધીશ જવાનું એ છોકરીએ કહેલું. એનું શું છે ?"

"ઇસરદાસ સાથે એનાં લગ્ન થવાનાં છે."

"ઇસરદાસ સાથે લગ્ન?! ઇસરદાસ બાર વર્ષની છોકરીને પરણે છે?"

"બા, એની ઉંમર બાર વરસની છે પણ લાગે છે એકવીસ વરસ જેવડી......"

"તેથી શું થયું. ઇસરદાસને ત્રીસ-પાંત્રીસ તો થયાં હશે ના? વળી ઇસરદાસ તો દ્વારિકાધીશના મહાભક્ત......"

"પણ બા, આખીયે વાત સાંભળવા જેવી છે. પહેલાં તું સાંભળી લે અને પછી તારે કહેવું હોય એ કહે!"

સાવિત્રી અને ગંગા ઓશરીમાં આવ્યાં અને મા દીકરી હિંડોળે બેઠાં.

"બા, એવું બન્યું કે, દરબારગઢના મુખ્ય દ્વારપાળ મકરાણીએ જામબાપુને ખબર આપ્યા કે કોઈ સ્ત્રી ઇસરદાસ સાથે મધરાતે વાતો કરે છે. જામબાપુએ એ વાત માની નહિ, પણ પછી પોતે મકરાણી સાથે ગયા. મકરાણીના કહેવા મુજબ પોતે ખાત્રી કરવા ઇસરદાસની મેડીએ ચડયા અને કોઈ સ્ત્રી ઇસરદાસ સાથે વાત કરે છે એની ખાત્રી થતાં બારણાં ઠોકી ઊઘડાવ્યાં. જામબાપુ આખોય ઓરડો ફરી વળ્યા. કંઈ દેખાયું નહિ. એક ખૂણામાં ઢોલિયા પર ધાબળો ઓઢીને કોઈ સૂતેલું છે એવી શંકા જતાં જામબાપુએ ધાબળો ઉપાડયો પણ ધાબળા નીચે કોઈ સ્ત્રીને બદલે ફૂલનો ઢગલો જોઈ તેઓ સ્તબ્ધ થઈ ગયા."

"ફૂલનો ઢગલો!?" સાવિત્રી હિંડોળા પર થંભી ગઈ.

"સાંભળ તો ખરી! હજી જે છે તે તો બાકી છે. જામબાપુએ ઇસરદાસની માફી માગી અને મકરાણી દંડાય એવી સ્થિતિ ઊભી થઈ. નિર્દોષ મકરાણી માર્યો ન જાય એ માટે ઇસરદાસે પોતાના જીવનની એક અદ્દ્ભુત છૂપી વાત બાપુને કહી."

"એ શું છે વળી ?" સાવિત્રી આતુરતાથી ગંગા સામે જોઈ રહી.

"વાત એમ બની કે, ઈસરદાસને દેવલબા નામની સ્ત્રી હતી. એક દિવસ ઈસરદાસને વીંછી કરડ્યો. વીંછીની વેદના એનાથી સહન ન થઈ એટલે દેવલબાએ ઈસરદાસના પોચાપણા માટે મશ્કરી કરી. એ મશ્કરીથી ગુસ્સે થઈ વીંછીની વેદના કેવી છે એનો અનુભવ થાય એ દૃષ્ટિએ ઈસરદાસે માણસ પાસે વીંછી મંગાવી રાતના ગોળા ઢાંકણામાં મુકાવ્યો. સવારે એ વીંછી દેવલબાને કરડ્યો. બાઈ સતી હતી. વીંછી ઝેરી હોવાથી બાઈએ મૃત્યુ નજર સમક્ષ જોયું. ઈસરદાસ ગભરાયા. પોતાની મૂર્ખાઈથી સતી સ્ત્રીનું મૃત્યુ થાય એ એને ખૂંચ્યું. સતી સ્ત્રીએ વચન આપ્યું કે નગરમાં તુંબેલ ચારણને ઘેર પોતે અવતરશે અને ઈસરદાસ સાથે લગ્ન કરશે."

"ગંગા, મને તો આ બધા ગામગપાટા લાગે છે."

"ના. ના. આ વાત તો ખુદ ઈસરદાસે જામરાવળજીને કહી."

"તને કોણે કહી ?"

"અરે આખા ગામમાં અત્યારે એજ વાત થઈ રહી છે. અને આજેજ ઈસરદાસનાં લગ્ન છે."

"નગરની પ્રજા પણ જબરી કે આટલી ઝડપથી ખાનગી વાતો......"

"બા, ઈસરદાસે દેવલબાના પૂર્વજન્મની વાત કરી કે તુરત જામબાપુએ તુંબેલ ચારણને બોલાવ્યો અને લગ્ન નક્કી......"

"શું છે ? મા દીકરી કોનાં લગ્નની વાતો કરો છો ?" પિતાંબર ભટ્ટ ડેલીમાં દાખલ થયા અને સાવિત્રી તથા ગંગા સામે જોયું.

માતા પુત્રી હિંડોળા પરથી ઊભાં થઈ ગયાં.

"જો મારું કહેવું તું માનતી ન હો તો પૂછી જો મારા પિતાજીને." ગંગા ઊછળી.

"શું છે? ગંગા?"

"ઈસરદાસનાં લગ્નની વાત કહું છું મારાં બાને."

"ભટ્ટાણી, એજ કહેવા હું તમને આવ્યો છું. તમારે આજે વરરાજાની મા થવાનું છે."

સાવિત્રી પતિના રમૂજી સ્વભાવથી પરિચિત હતી એટલે જવાબમાં હસતી હસતી ઊભી રહી.

"ભટ્ટાણી, હસીને વાત કાઢી નાખવા જેવી નથી." પિતાંબર ભટ્ટે હિંડોળા પર આસન જમાવ્યું.

"પણ આ ફૂલના ઢગલાની વાત......"

"પ્રભુ જાણે. લોકો કહે છે."

"પણ તમને જામબાપુએ વાત કરી હશે ના?"

"હા, એની આંખ્યોએ ફૂલનો ઢગલો દેખાયો."

"તો પછી શંકા કરવાનું કંઈ કારણ રહેતું નથી."

"પણ........"

"પણ શું?" સાવિત્રીએ આતુરતાથી પતિ સામે જોયું.

"પણ મકરાણીને પૂછતાં એણે ફૂલનો ઢગલો જોયો નથી."

"ત્યારે શું જોયું?"

"એ તો કહે છે કે પથારી ખાલી હતી."

"તો પછી આ બધી વાતોમાં સત્ય કેટલું?"

"જો ભટ્ટાણી, ચારણોમાં જગદંબાઓ પાકે છે. આ તુંબેલની કન્યા જન્મથીજ ચમત્કારો બતાવે છે એટલે મને લાગે છે કે યોગની ક્રિયાથી એ ઈસરદાસ પાસે આવી હોય અને પાછી અદૃશ્ય થઈ ગઈ હોય એ બનવા જોગ છે."

"યોગની ક્રિયાઓથી એવું થઈ શકે ?"

"એ ક્રિયાઓ તો અદ્ભુત છે. ભારતવર્ષના યોગીઓને સિદ્ધિ પ્રાપ્ત થતી એના મૂળમાં યોગની આ ક્રિયાઓજ છે."

"તો શું આ ચારણ કન્યકા આટલું બધું........"

"ભટ્ટાણી ! દેવીઓ, જગદંબાઓ શું ન કરી શકે ? એ તો શ્રદ્ધાનો વિષય છે, બુદ્ધિનો નહિ."

સાવિત્રી પોતાના વિદ્વાન પતિ સામે જોઈ રહી.

"કેમ હવે હું કહું છું એ તને સાચું લાગ્યું ?" ગંગાએ માતાને સીધો પ્રશ્ન કર્યો.

"ભટ્ટાણી જે છે તે આ હકીકત છે. એમાં તમારે જેટલું માનવું હોય તે માનો અને ન માનો તો એમાં કંઈજ આગ્રહ હોઈ ન શકે."

"લોકો કહે છે કે ઈસરદાસનો હરિરસ ગ્રંથ પ્રભુએ હાથોહાથ લીધો એ......"

"એ બધી વાતો અગમ્ય અને અકલ્પ્ય છે. એ બાબતમાં ચર્ચાઓ નકામી છે."

"બા, એ બધી વાતો મૂકી દે. ચાલ મારી સાથે આવતી હોય તો, આપણે ઈસરદાસની એ દેવીને જોઈ આવીએ."

"ગંગા, દીકરા ઉતાવળ કરો માં. આજે રાત્રે ખાનગી રીતે આપણે ત્યાંજ ઈસરદાસનાં લગ્ન થવાનું નક્કી થયું છે. તારી બાએ વરમા થવાનું છે અને મારે વરબાપ થવાનું છે એવી ગોઠવણ થઈ છે."

"ત્યારે તો હું એ સતીની નણંદ થઈશ." ગંગા હર્ષભર્યે હૈયે ઉછળી.

દેવલબાઈનો પૂર્વવૃત્તાંત એ આજે નગરમાં ઘર ઘરનો વિષય બન્યો. જામરાવળે તુંબેલ ચારણને બોલાવી આ લગ્ન નક્કી કર્યાં. અને રાત્રે નગરનરેશની હાજરીમાં ચારણે પિતાંબર ભટ્ટને ઘેર દેવલબાનાં શાસ્ત્રોક્ત વિધિથી લગ્ન કર્યાં.

આ લગ્ન વિષે નગરમાં જુદી જુદી દૃષ્ટિએ વાતો શરૂ થઈ. કોઈએ કહ્યું કે, 'લ્યો, ભગત થઈને પરણ્યા! આ બધાં ભગતડાં આવાંજ હોય છે. શરૂઆતમાં સાધુ જેવા દેખાય અને પછી પ્રસંગ આવ્યે સંસારી બને.' બીજાએ એનો વિરોધ કર્યો કે, 'આ તો એક નોંધવા જેવો પ્રસંગ છે પૂર્વજન્મનાં પતિ–પત્ની આ રીતે લગ્ન કરે એ તો એક અદ્વિતીય પ્રસંગ કહેવાય.' ત્રીજાએ અનુમોદન આપ્યું કે, 'ઈસરદાસ જેવા ભક્ત અને દેવલબા જેવી સતી એને માટે કંઈ પણ ટીકા કરવી એ તો એક પ્રકારનું પાપ જ ગણાય.' ચોથાએ સ્પષ્ટતા કરી કે, "મને તો આમાં કંઈ ચમત્કાર જેવું લાગતું નથી. જામરાવળે જ્યારે ફૂલનો ઢગલો જોયો ત્યારે ઈસરદાસે કહ્યું કે, 'આપ કાંઈ જોતા હો તેમ જણાય છે.' એ વખતે નગરનરેશે જરા હસીને કહ્યું કે, 'ભક્તરાજ આપની સાથે કોઈ સ્ત્રી વાતો કરતી હોય એમ મેં બરાબર સાંભળ્યું છે.' ઈસરદાસે કહ્યું કે, 'હા, એમ હશે. આપ જરા બહાર ઊભા રહો પછી હું બોલાવું.' જામબાપુ તુરત બહાર ગયા. થોડી-વારે અંદર બોલાવ્યા. આવીને જુએ છે તો મહા દિવ્ય કાંતિવાળી કન્યા જોઈ. આમાં તમને બધાને ચમત્કાર જેવું શું લાગે છે? ઈસરદાસે એ કન્યાને ક્યાંક સંતાડી હશે." પાંચમાએ વાતમાં સાથ આપ્યો કે, 'આ ભાઈનું કહેવું સાચું છે. આમજ બન્યું છે. કન્યકાને ઈસરદાસે સંતાડી દીધી'તી. એને એની સાથે પરણવું હતું એટલે આ બધો મામલો ઊભો થયો. બાકી એમાં કંઈજ નથી.'





## પ્રકરણ ૩૭ મું

**કહા લંકપત લે ગયો, કરણ ગયો કહા ખોય!**
**જસ જીવણ અપજસ મરણ, કર દેખો સબ કોય!**

"પિતાજી, આપ અત્રે આવ્યા એ બહુ સારું કર્યું."

"તારા, મારું સર્વસ્વ ત્હારામાં છે. તેં, હું ગિરનાર આવું એવી ઇચ્છા દર્શાવી એટલે મારે આવવું જ જોઈએ."

"મારી ખરી ઇચ્છા આપને કહું?"

"ખુશીથી કહો, બેટા!"

"પિતાજી, આપ હવે મારી સાથે અહીં વસો. સંસારમાં આપે ઘણું ઘણું કર્યું. હવે આપ આપના જીવનની સાચી મોજ માણો."

"હું જે મોજ કહું છું એ જુદી છે. સંસારીઓ વૈભવ વિલાસને મોજ કહે છે, જ્યારે ગિરનારના ગુરુઓ પ્રભુના સાનિધ્યમાં રહી પ્રભુભક્તિ કરવી એને મોજ ગણે છે. આપના આશીર્વાદથી એ મોજ હું માણું છું. અને આપ પણ હવે માણો એવી મારી માગણી છે."

"તારા, એક વાત પૂછું ?"

"પૂછો."

"ઘણીવાર આ વાત પૂછી છે અને આજે ફરીવાર પૂછું છું."

"કંઈ ફીકર નહિ."

"ઈસરદાન........."

"પિતાજી એમની વાત હવે ન કરશો. એ તો હવે પ્રભુના ભક્ત થયા છે, ઈસરદાન મટી ઈસરદાસ થયા છે."

"ભલે ભલે, પણ પ્રભુના ભક્તો થવાનો ઈજારો માત્ર જોગીઓનો નથી. સંસારીઓ પણ પ્રભુભક્ત થઈ શકે છે."

"એ વાત સાચી છે, ઈસરદાન એ પ્રકારના પ્રભુ ભક્ત છે."

"તો પછી તારી સાથે........ ..."

"હં...હં...હં...એ શબ્દોનું પાપ કરશો નહિ. એ તો મારા ગુરુ છે અને હું એમની શિષ્યા છું."

"તારા........."

"પિતાજી, ગુરુ શિષ્યાનો સંબંધ એ તો પિતા પુત્રી જેવો સંબંધ છે. હવે તો ઈસરદાનજી મારે મન તમારે સ્થાને છે."

"તો પછી તારા ગોવિંદસિંહ........."

"પિતાજી, એ વાતો છોડી દો."

"જો તારા, જુવાન સ્ત્રીએ પરણવું જોઈએ. પરણ્યા વિના સ્ત્રીની મુક્તિ નથી."

" એમાંય કોઈ કોઈ અપવાદ હોઈ શકે........."

" પણ એક પિતા તરીકે મારી પુત્રી એવા અપવાદમાં ન આવે એમ હું જરુર ઇચ્છું. મારે ગિરનાર તારી પાસે આવવું એવો તારો સંદેશો મળ્યો એ વખતે તો હું એમ સમજ્યો હતો કે ગોવિંદસિંહ સાથે તારું........."

" પિતાજી, કૃપા કરી એ વાત છોડો." તારાએ પોતાની બન્ને હથેળીઓએ પોતાની આંખ્યો ઢાંકી દીધી.

" જો તારા, ગોવિંદસિંહ જાગીરદાર છે. ભોળો ભલો છે. હવે તો તને પણ એનો પરિચય થઈ ગયો......"

" બીજી વાતો કરો. કૃપા કરી મને સાચે સ્વરૂપે સમજો."

" તારા, તારા, હું તને બરાબર સમજું છું. તારે ઇસિરદાન સાથે........."

" કૃપા કરી એમનું નામ આ બાબતમાં હવે ન લો એવું આપ પાસે માગી લઉં છું." તારાએ હાથ જોડ્યા.

" કંઈ નહિ. હવે એમને વિષે નહિ બોલું પણ ગોવિંદસિંહ સાથે..........."

" આપ જેવા મુત્સદ્દી માનવીઓ આટલું સમજી લ્યે તો કેવું સારું ?"

" શું ?"

" આપને જે જોઈતું હોય એ આપને મળી જાય પછી આપે સંતોષ પકડવો જોઈએ."

" વાત સાચી છે. મને જે જોઈએ છે એ મને મળી જાય પછી હું કંઈ જ નહિ બોલું."

" પણ જેમ આપને જોઈએ છે એ આપને મળી જાય એમ મને જોઈએ છે એ મને મળવું જોઈએ ના ?"

"તને શું જોઈએ છે ? તારા, આજે છેલ્લું તું કહી દે. પણ તારા આ વૃદ્ધ પિતાઓની લાગણીઓનો વિચાર કરજે. તારે માટે હું મારું સર્વસ્વ અર્પણ કરવા તૈયાર છું. તારી માતા સ્વર્ગમાં રહી, મારી હૈયાતીમાં તું સુખી થા એવું ઇચ્છતી હોય એવી ભાવના હું રોજ મારા જીવનમાં પળેપળે અનુભવું છું. તો જે કંઈ કહે એમાં મારો અને તારી સ્વર્ગવાસી માતાનો વિચાર જરુર કરજે."

"પિતાજી, હું આપના દિલની બધી વાતો સમજું છું. આપનું વચન પાળવું, આપને સુખી કરવા આપની માગણીઓને માન આપવું એ બધો મારો ધર્મ છે. અને હું આપને સુખી કરવા ધારું છું."

"તો હું કહું તેમ તું કર."

"પિતાજી, આપણી વચ્ચે થોડો ફેર છે."

"શેનો ?"

"આપ કહો એમ હું કરું એને બદલે હું કહું એમ આપ કરો."

"એટલે તો હું કહું છું કે તું આજે છેલ્લામાં છેલ્લી વાત કહી દે કે જેને પરિણામે તું અને હું બન્ને સુખી........"

"પિતાજી, સુખ બે પ્રકારનાં છેઃ એક ભ્રમણાત્મક સુખ અને બીજું સાચું સુખ. એ બેમાંથી આપને કીયું સુખ જોઈએ છે ?"

"સાચું સુખ."

"તો પછી હું જે છેલ્લી વાત કહું છું એ આપે લક્ષ આપીને વિચારવી પડશે. સાચા સુખની જેને અપેક્ષા હોય એવા માનવીઓએ જગતનો ચીલો બદલવો પડશે."

"જગતનો ચીલો એટલે ?"

"જે ચીલા પર લાખો કરોડો માનવીઓ એકસરખાં ચાલ્યાં જાય છે તે."

"આપણે પણ જગતના જીવ છીએ, એટલે આપણે પણ એજ ચીલે ચાલવું જોઈએ."

"એ ચીલે ચાલવું એમાં કંઈ વિશિષ્ટતા નથી. એ ચીલો બદલાવવો એમાં જ માનવી જીવનની મહત્તા છે."

"દીકરી, તારા! આ બધી જ્ઞાનમાર્ગની........"

"હવે આપ સમજ્યા. હું જે ચીલો કહું છું એનું નામ જ્ઞાનમાર્ગ."

"દીકરી, એ ચીલો તો સાધુ સંતો માટે છે; સંસારીઓને માટે નહિ."

"ત્યાં થોડી ગેરસમજ થાય છે."

"શેની ?"

"સાધુ સંતોની આપણી વ્યાખ્યા આપણે બદલવી પડશે. જંગલમાં રહેતો હોય, જટાજૂટ જોગંદર હોય, તપ કરતો હોય એને આપ સાધુ સંત ન કહો."

"ત્યારે ?"

"એવા જોગીઓ તો જગતના શિક્ષકો કહેવાય."

"અને સાધુ સંત કોણ કહેવાય ?" શૈલવાહન પુત્રી સાથે ચર્ચાએ ચડયો.

"સાધુ સંત તો આપ અને હું બન્ને ધારીએ તો થઈ શકીએ."

"શી રીતે ?"

"સંસારના ધર્મ પાળતા છતાં જેનું જીવન પ્રભુમય બની જાય એનું નામ સંત—એનું નામ સાધુ."

"એ કેમ બને ?"

"કેમ ન બને ?"

"સંસારમાં રચ્યોપચ્યો રહી માણસ સંત શી રીતે કહેવડાવી શકે ?" શૈલવાહને શંકા રજૂ કરી.

"પિતાજી, ત્યાં જ ઝીણવટ છે. ગૃહસ્થાશ્રમ એ સાધુ થવાની પહેલી દીક્ષા છે. ગૃહસ્થાશ્રમ એ પણ એક પ્રકારની સાધના છે. એ સાધના યથાર્થ રીતે સાધે તે સંસારમાં રહેવા છતાં સંત થઈ શકે છે."

શૈલવાહન તારા સામે ક્ષણભર જોઈ રહ્યો.

"તારા, આ બધા મુદ્દા મને કબૂલ છે. અને હું ઇચ્છું છું કે તું લગ્ન કરી ગૃહસ્થાશ્રમ......"

"પિતાજી, હું માનતી જ હતી કે તમે મારા મુદ્દાને આ રીતે મરડી મને પરણવાનું જ કહેશો." તારા હસી પડી.

"હું તો એ જ ઇચ્છું ના ?"

"પિતાજી, આ જન્મે તો હવે જે બની શકે તેમ નથી એ માટે સંતાપ ન કરવો."

"તો પછી......"

"હું એ જ કહું છું. આપણે બન્ને પિતા પુત્રી અહીં રહીએ, ધર્મ ધ્યાન કરીએ, જનસમૂહની બનતી સેવા કરીએ, ગૃહસ્થ તરીકે આસપાસના ભાન્ડુઓને સાચા રસ્તા બતાવીએ. દરદીઓને દવા આપીએ, જખમીઓને મલમપટ્ટા કરીએ, ભૂખ્યાને ભાખરી ને તરસ્યાંને પાણી આપીએ. આ બધા ગૃહસ્થના ધર્મ છે તે આપણે પાળીએ."

"તારા........"



સ
ન્મા
ર્ગ

## પ્રકરણ ૩૮ મું

પ્રભુ ઘટઘટમેં પ્રગટ, પર્યો અંતર માયાપટ,
નિશદિન દેખત નાહિ, સહત દુનિયામેં સંકટ.
ગુરુ દેત જબ જ્ઞાન, ધ્યાન લાગત ગિરિધરમેં,
મન કામ ક્રોધ વ્યાપે ન મદ, અધિક રહે આનંદમેં;
કવિ દાસ સત્ય ઈસર કહે, ફસે ન જમકા ફંદમેં.

"કેમ વાસંતી ?"

"સાંઢણી સ્વાર નગરથી ખબર લાવ્યો છે."

"શા ખબર છે ?" તારા આતુરતાથી ઊભી થઈ ગઈ.

"ઈસરદાસનાં લગ્ન થયાં."

"બહુ સારું થયું. ગુરુદેવની ઈસરદાસે આજ્ઞા માની અને ગુરુદેવે રચી આપેલો કાર્યક્રમ પૂરો થયો."

"ગુરુદેવ કોણ ?" શૈલવાહને વચમાં પૂછ્યું.

"એ વાત હું આપને હવે પછી કહીશ." બોલતાં બોલતાં તારાએ વાસંતી સામે જોયું.

"વાસંતી, બીજા કંઈ ખબર ?"

"ઈસરદાસ અને એમનાં પત્ની દેવલબા કાલે અહીં આવી પહોંચશે."

"બોલતી કાં નથી ? મુખ્ય અગત્યની વાત તો આજ છે. ગુરુદેવે ઈસરદાસને આપેલ દિવસ આવી પહોંચ્યો છતાં આજ-દિન સુધી ખબર ન આવ્યા એથી હું બહુ અધિરી થઈ હતી. ચાલ બહુ સારું થયું. માધવી કયાં છે ?"

"એ ને ગોવિંદસિંહ સીમાડે ગયાં છે."

"કયારે ?"

"કાલ સાંજનાં ગયાં છે."

"મને મળ્યાં કેમ નહિ ?"

"તમે પિતાજી સાથે રોકાયલાં હતાં એટલે મને કહીને ગયેલ છે."

"ઠીક, પાછાં કયારે ફરવાનાં છે ?"

"કાલે સવારે જ."

"તો તો બધું ઠીક થઈ રહેશે. ચાલો જે થયું તે સારું થયું છે. ગુરુદેવે જે રીતે કહ્યું હતું એ બધું અત્યારસુધી અક્ષરે-અક્ષર ખરું પડયું છે."

"ત્યારે હું જાઉં ?"

"હા, પણ એક કામ કરજે."

તારા થોડો વખત કંઈક વિચાર કરતી હોય એમ બોલી.

"ઈસરદાસજી કયારે કાલે સવારે આવશે ?"

"બપોર પછી આવી પહોંચશે એમ સાંઢણી સ્વાર કહેતો હતો."

"તો તું તળેટીમાં જ રોકાજે અને હું તથા પિતાજી અહીં ઇસરદાસજીની રાહ જોશું."

"ભલે, આવશે કે તુરત તળેટીને રસોડે જમાડી હું એ બંને સાથે અહીં આવીશ."

"બરાબર, અને માધવી તથા ગોવિંદસિંહ પણ એજ વખતે તમારી સાથે આવે એવી વ્યવસ્થા કરી લેજે."

તારાંની સર્વ સૂચનાઓ સમજી લઈ વાસંતી તળેટી તરફ રવાના થઈ.

"પિતાજી, ઇસરદાસ પરણ્યા."

"પુત્રી, મારા મનના મનોરથ..........."

"કોઈપણ પ્રકારે હવે તમારે જૂની બધી વાતો ભૂલી જવી જોઈએ. નવા પ્યાદાં, નવી ચાલ અને નવા દાવ પ્રમાણે જીવનના ખેલ આપણે બન્નેએ રમવાના છે. આપણે માટે તો હવે સેવાધર્મ એજ આપણી પ્રવૃત્તિ હોવી જોઈએ. દરેકે દરેક દુઃખી દિલને આપણે પ્રસંગે પ્રસંગે સહાય આપીએ, શરીરનાં દુઃખો ભોગવતા માનવીઓનાં શારીરિક દુઃખ મિટાવીએ, મનનાં દુઃખોથી પીડાતાઓને મનની શાંતિ આપીએ, આ બધા ગૃહસ્થના ધર્મ છે તે આપણે પાળીએ."

"તારા........."

"પિતાજી, હવે આપ પાસે મારી આ છેલ્લી વાત છે. પુત્રી તરીકે આપ પાસે ભિક્ષા માગી લઉં છું કે, આપ પોતે હવે આપના ગૃહસ્થ જીવનનું સાર્થક કરો. શૈલવાહન મટી આપ હવે શૈલવાસી બનો. અહીં ગિરનાર પર આપણે બે વર્ષ રહીએ અને બે વર્ષ પછી દ્વારિકામાં જઈ દ્વારિકાધીશ સમીપ જનસેવાનાં વ્રત આદરીયે. પિતાજી જુઓ તો ખરા! જીવનની એ મોજ માણવા જેવી છે."

શૈલવાહન તારા સામે અનિમિષ નેત્રે જોઈ રહ્યો. પોતાની પુત્રીમાં આજે એણે અનેરાં તેજ નિરખ્યાં. એ તેજમાં વિશુદ્ધિનાં કિરણો હતાં.

"તારા, તું કહે એમ હું કરીશ. ત્હારા સુખમાં મારું સુખ છે."

"પિતાજી, મારી આ છેલ્લી વાત છે–છેલ્લી માગણી છે. આપે જન્મભૂમિની રાજદ્વારી રીતે ઘણીઘણી સેવા કરી છે. હવે આ પુણ્યભૂમિમાં વસી આપ જીવનનાં છેલ્લાં વર્ષો જનસમૂહની સેવામાં ગાળો એવી મારી માંગણી છે."

"તારા, એક પ્રશ્ન પૂછું ?"

"હવે ચર્ચા કરવા જેવું, પૂછવા જેવું કંઈ જ રહ્યું નથી. હવે તો આપે મેં કહ્યું એમ સેવાધર્મ સ્વીકારવો એજ મારી વિનંતિ છે."

"એ બાબત હું કંઈ ચર્ચા કરવા ઇચ્છતો નથી. માત્ર બે વર્ષ ગિરનાર પર રહેવાની તેં વાત કરી એ વિષે મારે પૂછવું છે."

"પિતાજી, અહીં શેષાવનની ગુફામાં એક મહાન જોગંદર છે. એમની મારા પર કૃપા થઈ છે. એમની આજ્ઞા મુજબ મેં અને ઇસિરદાસે મારા જીવનનો કાર્યક્રમ રચ્યો છે."

"ત્યારે ઈસરદાન પરણ્યા એ પણ જોગંદરના રચેલા કાર્યક્રમમાં છે કે ?"

"જરુર. પિતાજી એ જોગંદર તો કોઈ જુગજુગનો તપસ્વી છે. મારા પર અને ઇસિરદાસજી પર એમની કૃપા ઊતરી છે. અમને પોતાની મેળે દર્શન આપી અમારા જીવનમાં ખૂબ રસ લઈ એ મહાપુરુષે અમને નવું જીવન અર્પ્યું છે. પિતાજી, આપના પુણ્યના બળે જ એ તેજસ્વી સ્વરૂપનાં મને દર્શન થયાં. ત્રિલોક-

તારિણી ગંગાજીમાં સ્નાન કર્યાં પછી જેમ આપણાં પાપ બળીને ભસ્મ થઈ જાય છે તેમ આ જોગંદરના દર્શને મારી સર્વ વાસનાઓનો નાશ થયો છે, અને માનવમાત્રની સેવા કરવાના કોડ મારા દિલમાં જાગ્યા છે. સેવા કરનાર માટે આજે સેવાનાં અનેક ક્ષેત્રો પડેલાં છે. એમાંથી જે ક્ષેત્ર આપણને અનુકૂળ આવે એ ક્ષેત્રમાં પૂરેપૂરી શક્તિ રોકીને કામ કરવું એ આ જોગંદરના ઉપદેશનું રહસ્ય છે."

"એ જોગંદરે મારે માટે કંઈ કહેલું ખરું ?"

"આપને માટે તો મને એમણે આજ્ઞા કરી કે પહેલી તકે આપને અહીં મારે બોલાવવા."

"તો તો મને એ મહાન આત્માનાં દર્શન થશે!"

"જરુર થશે પિતાજી.

"આપે હવે એ જોગંદરની જ આજ્ઞાઓ પ્રમાણે આપના જીવનને સેવાના માર્ગે ચડાવવાનું છે."

"તારા, તારો આ માર્ગ મને અત્યારે હવે સાચો લાગે છે."

"પિતાજી, સંસારના ચીલાઓમાં ઊંડા ખાડા પડ્યા છે. આજે મોહ, મદ, કામ, ક્રોધ, લોભ એ સર્વ ટેકરાઓ એ ચીલાના રાજરસ્તાને બગાડી રહેલ છે. માનવી જીવન જ્યાંસુધી એ ચીલે જ ચાલશે ત્યાંસુધી એનો રસ્તો ધીમો રહેશે. ખાડા-ખડબામાં ચાલતાં એ થાકી જશે. આટલા ખાતરજ કલિયુગમાં માનવીઓએ સેવાના સન્માર્ગને સ્વીકારવો પડશે. જે જૂના ચીલા છોડી નવા ચીલા પાડશે એને એ સેવાનો સન્માર્ગ હાથ આવશે. એ સન્માર્ગે ચડ્યા પછી ન કોઈ સ્થળે રોકાવાનું, ન કોઈ પ્રકારની ઠોકર ખાવાની, ન કોઈ જાતની મૂંઝવણ અનુભવ-

વાની. એ નવો ચીલો તો પ્રોત્સાહક, પ્રેરણાત્મક અને પ્રભુની પ્રભુતામાં લઈ જનારો હશે."

"તારા, તારો આટલો સારો વિકાસ જોઈ મને આજે સંતોષ થાય છે."

"પિતાજી આ બધું પુણ્ય આપને જ છે. આપે મને દરેક પ્રકારે સગવડ આપી ન હોત તો ક્યાં તારા અને ક્યાં રૈવતાચળ !"






## પ્રકરણ ૩૯ મું

પહેલાં ઈશ્વરે પ્રેમની મૂર્તિ ઘડી,
 પછી સુંદર માનવી જાત રચી;
મૂકી અંતર અંતર એક કળી,
 સહુના ચિત્તમાં ચમકે એ મણી.

"**મા**લવી, તેં મને હરાવ્યો."

"તમે હાર્યા કે હું હારી?"

"અરે કામરૂદેશની અપ્સરા કોઈ દિવસ હારે ખરી?"

"હું કામરૂદેશની અપ્સરા અને તમે કામરૂદેશના ઇન્દ્ર!!"

"ઇન્દ્ર જો અક્કલ વગરનો હોય તો મારી સાથે એની સરખામણી જરુર થાય."

"એનો અર્થ એ કે તમે અક્કલ વગરના છો."

"અક્કલ વગરનો છું નહિ, પણ હતો."

"એટલે?"

"પહેલા લશ્કરી સ્વભાવને અંગે તોછડા, તુંડમિજાજી..."

"હં...હં...હવે વધુ કંઈ ન બોલશો."

"કેમ ?"

"હવે તમે તમારા રહ્યા નથી."

"મારો નહિ તો હું કો'નો ?"

"મારા."

"તારો ?"

"હા, જી."

"કઈ રીતે ?'

"હવે તો આજે બપોરે માધવીના બાપ મધુકર બનવાના છો."

"માધવી, તેં ખરેખર મને મારી નાખ્યો."

"મારી નાંખ્યા કે જીવતા રાખ્યા ?"

"તારે ખાતર આજે ચાર-પાંચ વર્ષથી જનમભોમકા તજી..........."

"પણ લાભ થયો કે ગેરલાભ ?" માધવીએ નયનો નચાવ્યાં.

"એ તો સરવાળે ખબર પડે."

"એટલે ?"

"માધવીના સપાટામાં આવેલા મધુકરની સ્થિતિ શી થાય છે તે તો પછીજ ખબર પડે ના ?"

"વાહરે મધુકર! પૂરું બોલતાં ન આવડે, હસતાં ન આવડે, મર્મ જરાપણ સમજે નહિ, વિનોદનો કટ્ટો દુશ્મન, એને મધુકર કહેવો એ મધુકર શબ્દનું અપમાન કરવા જેવી વાત છે."

"હું ક્યાં મધુકર થવા માગું છું. તેં મને મધુકર કહ્યો, તારા મોઢામાં મધુકર શબ્દ તને મીઠો લાગ્યો એમાં મારો શો દોષ!"

"જુઓ એક વાત કહું."

"કંઈ શિખામણ આપવી છે?"

"હા, તમારે હું કહું તેમ બોલવું પડશે."

"શું મને બોલતાં પણ નથી આવડતું?"

"બોલતાં આવડતું હોત તો તમે તારાના સ્વામી થાત અને આખુયે તમારું જીવન પલટાઈ જાત."

"તારાનો સ્વામી?! હું થાઉં?"

"તમે થાઓ, પણ તારા તમારી સામે થૂંકે પણ નહિ. જેને બોલતાં ન આવડતું હોય એની સાથે તારા વાત પણ ન કરે. કહો આટલા વર્ષમાં તમારી સાથે તારાએ કેટલીવાર વાત કરી?"

"બહુ બહુ તો ચાર કે પાંચ વાર."

"પાંચ વર્ષમાં પાંચ વાર પણ જે તમારી સાથે વાત કરવા રાજી નથી."

"પણ માધવી, મને વાત કરવાની ક્યાં ફુરસદ છે. આ તો તું મારે ગળે પડી, મને ફોસલાવ્યો, પટાવ્યો........."

"બિલકુલ ખોટું." માધવીએ કૃત્રિમ ભવાં ચડાવ્યાં.

"માધવી હું તારે મન અક્કલ વગરનો છું એ કદાચ સાચું હોય પણ હું જૂઠો તો નથી જ."

"એટલે તો તમને મેં મારા બનાવ્યા."

"હજી હું તારો નથી હો! જ્યાં સુધી સૂરજની સામે અગ્નિની સમક્ષ લગ્નગ્રંથીથી ન જોડાઉં ત્યાંસુધી......"

"હવે જાઓ જાઓ. પારકી છોકરીને પ્રિયતમા કહ્યા પછી હું છૂટો છું એમ કહેશો તો કોઈ અક્કલના......"

"મેં તને એકવાર પણ પ્રિયતમા કહી છે ખરી?"

"બસ થયું, મરદના બોલ બસ છે."

"હું એની કયાં ના કહું છું."

"તો પછી હવે તમે મારા છો. હું કહું તે તમારે અત્યારથી કરવું પડશે."

"બોલો દેવીજી!"

"સાંભળો આર્યપુત્ર! શેલવાહનજી આવ્યા છે તેની ખબર છે ના?"

"હા."

"તો એમની હાજરીમાં આપણાં આજ લગ્ન થવાનાં છે."

"એ કોણે કહ્યું?"

"વાસંતી સાથે તારાનો સંદેશો આવ્યો છે."

"આજે જ લગ્ન?"

"હા. કેમ ગાલ પર શરમના શેરડા પડે છે!"

"આજે હું માધવી નામની અપ્સરાનો સ્વામી......"

"સ્વામી નહિ!"

"ત્યારે શું?" ગોવિંદસિંહે મીટ માંડી.

"સેવક."

"પતિ સ્ત્રીનો સેવક!?"

"જો ભક્ત ઇશ્વરનો સેવક હોય તો પતિ પત્નીનો સેવક..."

"પાપમાં પડોશ પાપમાં! શાસ્ત્રમાં લખ્યું છે કે પુરુષ સ્ત્રીનો દેવ કહેવાય!"

"એનો અર્થ એ કે દેવની આરતી થાય એમ તમારી અમારે આરતી કરવી ?"

"સતી સ્ત્રીનો એ ધર્મ છે."

"સાથે પતિનો કંઈ ધર્મ ખરો કે ?"

"પતિ એટલે પરમેશ્વર, પરમેશ્વર એટલે રાજ્ય ચલાવનાર."

"તો તમે શું અમારા રાજા થવાના ?"

"થવાનો શું—થઈ ચૂકયો. જ્યારથી માધવીએ ભરત વનની લીલુડી વનરાઈમાં ગોવિંદસિંહને ગાલે તમાચો માર્યો તે દિવસથી ગોવિંદસિંહને માધવીના મનોરાજ્યમાં સમ્રાટપદ મળી ચૂકયું."

"આવું આવું બોલતાં ક્યાંથી શીખ્યા ?"

"ગુરુ પાસેથી."

"ગુરુ કોણ ?"

"માધવી."

"હું, કેવા આવ્યા ઠેકાણે !"

"શું કરવું ? પ્રેમના પંથ આવા જ હોય."

"પ્રેમ એટલે શું એ સમજો છો ?"

"સમજ્યા વિના આ બધું બોલતા હશું ?"

"ત્યારે કહો જોઈએ, પ્રેમનો અર્થ કહો જોઈએ ?"

"પ્રેમ એટલે હેત, પ્રીત."

"નહિ." માધવી હસી.

"પ્રેમ એટલે દિલનો ઉમળકો."

"બિલકુલ ખોટું." માધવીએ ખોટું મોં મરડ્યું.'

"પ્રેમ એટલે અંતરથી ચહાવું."

" બરાબર નહિ. "

" ત્યારે તમે જ કહોને ? " ગોવિંદે માધવી સામે નયનો નચાવ્યાં.

" હું કહું ? "

" હા. "

" તો સાંભળો અને હંમેશને માટે યાદ રાખો કે પ્રેમ એટલે પ્રભુ. "

" અને પ્રેમી એટલે ? " ગોવિંદે માધવીના નયનોમાં નયનો પરોવ્યાં.






## પ્રકરણ ૪૦ મું

**ભાગ્ય બડા તો રામ ભજ, વખત બડા કછુ દેહ,**
**બુદ્ધિ બડી તો ઉપકાર કર, દેહ ધર્યાં ફળ એહ.**

ગિરનારમાં શેષાવન આગળ આજે સવારથી માનવીઓની હિલચાલ વધી ગઈ.

ઈસરદાસ ને દેવલબા આવતાં તારાએ નમસ્કાર કરી એ પવિત્ર દંપતીનો સત્કાર કર્યો.

શૈલવાહનનો તારાએ ઈસરદાસ સાથે પરિચય કરાવ્યો.

"આપનો હું ઋણી છું." ઈસરદાસને જોઈ શૈલવાહનની આંખો ભીની થઈ.

"કોઈ કોઈનું ઋણી નથી. સહુએ સહુની ફરજ બજાવવાની છે."

"નહિ, ભક્તરાજ ! આપ તો તર્યાં અને મારી આ લાડિલી પુત્રીને તારી."

"માણસો નિમિત્ત છે, બાકી તો એ મહાન શક્તિ સહુને આગળ ને આગળ દોરી રહી છે."

× × ×

સાંઢણી સ્વાર સાથે અગાઉથી ઈસરદાસે ગોઠવણ કર્યા મુજબ આસો બારોટ પણ શેષાવનમાં વખતસર આવી પહોંચ્યો.

"કાકા!..........."

"ભાઈ, તમારી બધી વાતો મારવાડ સુધી પહોંચી છે. આજે મારવાડ તમારા દર્શન કાજે ઘેલું બન્યું છે."

"કાકાજી, દર્શન દ્વારિકાધીશનાં સહુ કરે. બાકી જનમ-ભોમકાનાં દર્શન કરવાના અભિલાષ મારામાં જાગ્યા છે. ગુરુદેવ આજ્ઞા આપે ત્યારે હું જરુર મારવાડ આવી જઈશ. પણ કાકા હવે તમારે તો સંચાણી જ મારી સાથે રહેવાનું છે."

× × ×

"દેવલબા, આપના જેવાં સતી માતાનાં........"

"નહિ બહેન, આપણે સહુ માનવી સરખાં છીએ. હું તો તમારી નાની બહેન છું. આપણે હવે સાથે રહેવાનો યોગ છે એમ મને કવિરાજ કહેતા હતા. તમારો સહવાસ મને બહુ ગમશે. તમે સેવાના ભેખ લીધા છે એ મેં સાંભળ્યું છે. પ્રભુ તમારા એ ભેખને શોભાવે અને તમે ગરીબોની દેવી બનો એવી મારી પ્રાર્થના છે."

× × ×

સૂર્યાસ્ત પહેલાં શેષાવનમાં માધવી અને ગોવિંદસિંહનાં લગ્ન થયાં.

હંમેશની તોફાની માધવી આજે શાંત છે. એની આંખોમાં આજે અશ્રુ વહે છે.

"માધવી!"

"તારા, તું ચડી હું પડી."

"નહિ નહિ, માધવી તારે માટે આજ માર્ગ ઇષ્ટ છે. આ જ માર્ગે તું સાચે પંથે ચડી શકીશ."

"પણ હું તમારાથી..........."

"તું મારાથી બહુ દૂર નહિ રહે એની ખાત્રી આપું છું. દસ વર્ષ લગી પિતાજીની જાગીરનો વહીવટ ગોવિંદસિંહ કરે અને એ પછી તમે બન્ને દ્વારિકાધીશની છાંયામાં મારી સાથે આવીને વસજો."

× × ×

શેષાવનની ગુફામાં રાત્રે ઇસરદાસ, દેવલબા, શૈલવાહન અને આસો બારોટ આવ્યા.

મધરાત સુધી ગુફામાં રાહ જોયા પછી જોગંદરે આ ચારેને દર્શન આપ્યાં.

"જય હો, ભક્ત ઇસરદાસનો." જોગંદરે જયનાદ કર્યો.

"પ્રભુ, હું તો આપનો દાસ......"

"ઇસરદાસ તું તો ઈશ્વરનો દાસ. તારું સ્થાન ચારણ જાતિમાં, કવિઓમાં, ભક્તોમાં હમેશાં સર્વશ્રેષ્ઠ રહેશે."

ઇસરદાસે જોગંદરને નમસ્કાર કર્યા.

"અને સતી દેવલબા!" જોગંદરે નમસ્કાર કર્યા.

"ગુરુદેવ......"

"ઇસરદાસ અને તમે જગતમાં જ્ઞાન, ભક્તિ અને કર્મ-માર્ગના ફૂલછોડ રોપજો, પોષજો."

"અને ક્યાં ગઈ તારા બહેન!"

"તારા આ જોગંદરના પગમાં પડી."

"ઊઠ બેટા! તારું પ્રભુ કલ્યાણ કરશે."

"ગુરુદેવ, મારા પિતાજી........"

"કોઈને પુત્ર તારે છે તો તમને આ સુપુત્રી તારશે. જય હો! મારો હવે સમાધિનો વખત થયો છે."

"ગુરુદેવ કંઈ આજ્ઞા...!"

"જ્યારે જરુર પડે ત્યારે અહીં આવજે. જય હો સર્વનો!"

× × ×

ઈસરદાસ, શૈલવાહન, આસો બારોટ, દેવલબા અને તારા દ્વારિકાંને પંથે પડચાં.

માધવી, વાસંતી અને ગોવિંદસિંહે મણીપુરનો માર્ગ લીધો.

× × ×

ઈસરદાસ દ્વારિકામાં લાંબો સમય રહ્યા. જામરાવળ એવામાં એક વખત દ્વારિકાં આવ્યા.

"ઈસરદાસજી, આપે હવે સંચાણી, વરસડા કે ઈશ્વરીયા એ ત્રણમાંથી એક ગામમાં રહેવું જોઈએ."

"કેમ ?"

"આપ ત્રણ ગામના રાજા છો."

"હું રાજા ! ?"

ઈસરદાસે સહાસ્ય જામરાવળ સામે જોયું.

"કેમ નહિ. એ ત્રણ ગામ આપનાં સ્વાંગ છે. આપ એ ત્રણ ગામના ધણી છો."

"ગામધણી તો દ્વારિકાધીશ જ હોય. બાકી આપણે બધા તો એના પ્રતિનિધિઓ."

દ્વારિકાંમાંથી ઇસરદાસ આવ્યા નહિ એટલે જામરાવળે પિતાંબર ભટ્ટને મોકલ્યા. પિતાંબર ભટ્ટ, સાવિત્રી અને ગંગા એ ત્રણે દ્વારિકાં આવ્યાં.

ગંગાએ બ્હેન તરીકે પસલી માગી, અને એને પરિણામે ઇસરદાસ સંચાણી આવી વસ્યા.

ઇસરદાસ એકસો સાત વર્ષ જીવ્યા એ દરમિયાન અમરેલીમાં વજાજીના કુંવર કરણને મૃત્યુશૈયામાંથી બેઠો કરનાર તરીકે અને સિંધ દેશમાં એક પરમાર માતાનો પુત્ર સાંગો નદીમાં તણાયો હતો એને ફરીથી સજીવન કરનાર તરીકે આખાયે સૌરાષ્ટ્ર, મારવાડ, રાજપૂતાના અને સિંધ દેશોમાં એની જય બોલાવી શરૂ થઈ. 'કાં ઇસરા કાં પરમેસરા' એ લોકકહેવત ચારે દિશામાં જીવતી થઈ.

× × ×

પાંચસો વર્ષથી એ લોકકહેવત સોરઠને પાદરે પાદરે બોલાય છે. અને આજે પણ ઇસરદાસજીના વંશજો પોતાના કુળના એ મહાપુરુષ માટે ગૌરવ અનુભવે છે.

ઇસરદાસનો લખેલ હરિરસ ગ્રંથ આજે મોજૂદ છે અને જ્યાં જ્યાં હરિરસ ભક્તિભાવથી વંચાય છે ત્યાંનું વાતાવરણ પ્રભુમય બને છે.

શૈલવાહન અને તારાએ દ્વારિકાંમાં ઇસર મઠ સ્થાપ્યો અને અન્નક્ષેત્ર શરૂ કરી અનેક ગરીબોના વર્ષો સુધી આશીર્વાદ લીધા.

ઇસરદાસ રોજ સ્હવારે ગાતા કેઃ—

**ઊણુ રસમેં સબરસ કીયો,**
**હરિરસ સમો ન કોય;**

એક રતી તનમે સંચરે,
સબ તન હરિમય હોય.

× × ×

કવિ ઈસર હરિરસ કીયો,
દોહા તીનસો સાઠ;
મહા અધમ પામે મૂક્ત,
જો કીજે નીત પાઠ.

× × ×

અળખ નીર તજ અંજલી,
ટપકત શ્વાસોશ્વાસ;
હરિભજન વિણ જાય છે,
અવસર ઈસરદાસ.



# "પ્રારબ્ધ વિના પુરૂષાર્થ નકામો છે."

**માટે તમારા કિસ્મતમાં શું છુપાયેલું છે ? તે જાણવું હોય તો તાકીદે મળો અને જ્યોતિષની સચ્ચાઈની ખાત્રી કરો. તે માટે એકજ ટ્રાયલ તમને પૂરતો સંતોષ જરૂરથી આપશે.**



**મ**નુષ્ય માત્રને પોતાના કામમાં ફત્તેહ મેળવવા માટે ભવિષ્ય પહેલેથી જાણવાની ખાસ અગત્યતા છે, અને પોતાનું ભવિષ્ય જાણીને જે પોતાનું કામ શરૂ કરે છે તેઓજ નક્કી ફત્તેહને પામે છે. તે માટે જ્યોતિષશાસ્ત્રનો ખાસ અનુભવ મેળવેલ અને ગુજરાત તેમજ પૂર્વ ખાનદેશના મોટા મોટા શહેરોમાં તથા અમદાવાદમાં ચાર વર્ષથી સચોટ અને સંતોષકારક કામ આપી પ્રખ્યાતી પામેલ તથા મોટા મોટા અમલદારો અને સદ્‌ગૃહસ્થોનાં સર્ટીફીકેટો મેળવેલ

**પ્રો. નરહર ભટ્ટની આજેજ મુલાકાત લ્યો અને**

તમારા ધંધાને આગળ ધપાવો. તમારા પ્રારબ્ધમાં શું થવાનું છે ? તે પણ જાણી લો. **તમારે જન્માક્ષર હોય તો ઠીક છે અગર ના હોય તો તમારૂં ભવિષ્ય હસ્તરેખા ઉપરથી ચોક્કસ ગણત્રીદ્વારા કહેવામાં આવશે.** એજ અમારી એકજ મુલાકાતથી પૂરતો સંતોષ મળશે. તો જરૂરથી આજેજ મુલાકાત લઇ ખાત્રી કરો. **જોનારાની ફી સર્વેને પોષાય તે માટે ફક્ત રૂા. ૧ા) રાખેલ છે.**

**મુલાકાતનો ટાઈમ સવારના ૧૨ થી સાંજના ૮.**

મળો:—**પ્રો. નરહર ભટ્ટ.**

[સાંગલી સ્ટેટના રાજગુરૂના મુખ્ય શિષ્ય જોડે
જ્યોતિષ શીખેલ એસ્ટ્રોલોજર એન્ડ પામિસ્ટ]

**C/o શ્રી પદ્માસની જ્યોતિષ કાર્યાલય,**

ઠે. સારંગપુર, રણછોડજીની પોળબહાર, મારૂતી મંદીરના મેડા ઉપર-**અમદાવાદ.**

તા. ક:-કોઈ પણ મુંઝવણના ત્રણ પ્રશ્નો માટે રૂા. ૨) મોકલો. પ્રશ્ન વખતે પ્રશ્ન ટાઈમ અને તારીખ લખવી.

# સંદેશ પ્રકાશન મંદિરનાં
# પ્રાણવાન પ્રકાશનો

## આધુનિક વ્યાપારી-મિત્ર

લેખક
શ્રી. પૂર્ણાનંદ ભટ્ટ
એમ. એ.

( ભાગ ૧-૨-૩ સાથે )
કિંમત રૂ. ૯-૦-૦
વી. પી. ખર્ચ દસ આના.

નાના મોટા દરેક વ્યાપારીને હંમેશ માટે ઉપયોગી થાય તેવું આ સર્વોત્તમ પુસ્તક છે. મહાગૂજરાતની વેપારી આલમે આ પુસ્તકને સહર્ષ આવકાર્યું છે. ઊંચા ગ્લેઝ કાગળ પર છપાયેલા આ પુસ્તકના પાનેપાને વેપારી આલમને રોજ-બ-રોજ ઉપયોગી થઇ પડે તેવી સુંદર માહિતીઓ આપવામાં આવી છે. એક સફળ વેપારી બનવા માટે આ પુસ્તક આપનો સાચો રાહબર થશે. તમારી નકલ મેળવવા લખો—
મેસર્સ, એન. એમ. ઠક્કરની કું., ૧૪૦, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇ ૨.



## આરોગ્ય
### તનનું, મનનું, દેશનું

લેખક
ડૉ. હરિપ્રસાદ વ. દેસાઈ

[ 'સંદેશ ગ્રંથમાળા'નું બીજા વર્ષનું આ દ્વિતીય પુષ્પ છપાય છે ]

ડૉ. હરિપ્રસાદ દેસાઈના નામથી આજ ભાગ્યે જ કોઇ ગુજરાતી અજાણ્યુ હશે. આ પુસ્તકમાં તદ્દન અનોખી શૈલીમાં, આરોગ્ય માટે નવી જ દિશા બતાવી જીવનને નવો રાહ આપતું સુંદર માર્ગદર્શન કરાવવામાં આવ્યું છે. ક્રાઉન ૧૬ પેજી-પૃષ્ટ સંખ્યા, આશરે ૩૦૦. આ માસની આખરે પ્રસિદ્ધ થશે.

## મ્હારું ભવિષ્ય

લેખક

'શ્રી. 'જ્યોતિષી પંડ્યા'

ગ્રંથ ૧ લો પૃષ્ઠ : ૪૫૬
,, ૨ જો પૃષ્ઠ : ૩૫૦ (ભાગ ૧-૨-૩-૪ ત્રણે વોલ્યુમમાં તૈયાર છે)

આ પુસ્તક વાંચ્યા પછી, તમે તમારી જન્મકુંડળી બનાવી સહેલાઈથી તમારું ભવિષ્ય જોઈ, ભાવિના લેખ ઉકેલી શકશો. ખૂબ જ અભ્યાસપૂર્ણ માહિતીઓ આ ગ્રંથમાં આપી છે. આજસુધીમાં પ્રગટ થયેલા જ્યોતિષગ્રંથોમાં આ ગ્રંથ તદ્દન નવી જ ભાત પાડે છે. સંખ્યાબંધ ચિત્રો, મહાન પુરુષોની જન્મકુંડળીઓ અને [illegible] આ પુસ્તકમાં આપવામાં આવી છે.

'મ્હારું ભવિષ્ય' નાં બે વોલ્યૂમ આપના ઘરમાં જરુર વસાવો. એ તમને અને તમારા કુટુંબની પ્રત્યેક વ્યક્તિને માટે ઉપયોગી છે. આ પુસ્તક માટે લખો તેના સોલ એજન્ટ: એન. એમ. ઠક્કરની કું., ૧૪૦, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨.



## સોનલ

લેખક

શ્રી. ચુનીલાલ ટી. મુનશી

['સંદેશ ગ્રંથમાળા' વર્ષ-બીજાનું તૃતીય પુષ્પ: ટૂંક સમયમાં પ્રગટ થશે]

સુશિક્ષિત સોનલે સ્નેહલગ્ન કર્યું. પિતાએ શોધેલા પતિને ન સ્વીકારતાં, એ એના માનેલા હૃદયદેવતાને લઇ નાસી છૂટી... અને આ પછી એને નવાનવા અનુભવો મળ્યા; એ બધું તો આ પુસ્તક કહેશે. શ્રી. મુન્શીની સિદ્ધહસ્ત કલમ, આજના નિષ્ફળ સ્નેહલગ્નો પર સુંદર કટાક્ષ કરી આજના દામ્પત્ય જીવનનું હૂબહૂ શબ્દચિત્ર રજૂ કરે છે. આ પુસ્તક ક્રાઉન ૧૬ પેજી સાઈઝના લગભગ ૫૦૦ પૃષ્ટનું થશે. આપ આ પુસ્તક જરુર વાંચી લેશો.



## હસ્તમેળાપ

લેખક :

શ્રી. મંજુલાલ સાકરલાલ દેસાઈ

('સંદેશ ગ્રંથમાળા' વર્ષ-બીજાનું ચોથું પુસ્તક; તૈયાર થાય છે)

મંગળ લગ્નગીતો ગવાતાં હોય છે, ત્યાં ગોર મહારાજ 'સાવધાન ! સાવધાન !' ના ઘોષ કરે છે અને વર-વધૂનો હસ્તમેળાપ થાય છે. આ આર્યોની લગ્નક્રિયા પાછળ કેટકેટલી ઉન્નત ભાવના રહેલી છે એ તો ભારતીય દામ્પત્યજીવનના પ્રાચીન ઈતિહાસના સોનેરી પૃષ્ટો કહે છે. લેખકે તેમની કુશળ કલમે પતિપત્નીના ધર્મ, પૂર્વ-પશ્ચિમના સિદ્ધાંત અને કલ્પનાઓ, લગ્ન અને તેની ભાવના વગેરે ચમત્કાર કલમથી રજ કરી એક અમૂલ્ય ગ્રંથની ગુજરાતને ભેટ ધરી છે. દરેક સંસ્કારી કુટુંબમાં આ પુસ્તક હોવું જ જોઇએ.